પ્રાચીન કાવ્ય.

અંક ૧ લો.



પ્રેમાનંદ કૃત.

# રણયજ્ઞ.

ઘણી પ્રતો ઉપરથી સારોદ્ધાર કરીને કવિ
ચરિત્ર ટીકા તથા કોષ સાથે

છપાવી પ્રગટ કરનાર,

हरगोविंद द्वारकादास कांटावाळा.

તથા

नाथाशंकर पूजाशंकर शास्त्री.



અમદાવાદ.

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર
શેઠ· માણેકલાલ જેઠાભાઈના મકાન મધ્યે
"આર્યોદય પ્રેસ"માં છાપ્યો

સંવત ૧૯૪૦.—સન ૧૮૮૪.

કીમત આના પાંચ.

# પ્રસ્તાવના.

વાણીની કોમળતાને લીધે વિદ્વાનો ગુર્જર ભાષાને હિંદુસ્તાનની ઈતાલિયન કહેછે તે યથાર્થ છે. વૃજ અને ચારણીના જેવું કરડકણું બંધારણ ન હોવાથી કદાચ વીરરસને ગુર્જર ભાષામાં ઘણો ગજવી ન શકાય; પરંતુ બાકીના સઘળા રસોને માટે તે કોઈ પણ પ્રાકૃત ભાષા કરતાં ઉતરતી તો નથીજ. રસીલી ગુર્જરીમાં તેના તનુજોએ કાવ્ય પુસ્તકો એટલાં બધાં કરેલાં છે, કે તે વડે સંસ્કૃત પુત્રીઓમાં તે ઊંચે દરજ્જે આવી શકેછે.

ગુર્જર ભાષાને માન પમાડે એવા પુષ્કળ કવિયો તેમાં થઇ ગયા છતાં તેમણે કરેલાં કાવ્ય, ઓગણીસમી સદીનો અંત આવવા લાગ્યો ત્યાંસુધી પણ, સંપૂર્ણ રીતે જાહેરમાં આવ્યાં નથી, એ ખેદકારક વાતછે. ગુર્જર પ્રજાને કવિતાનો શોખ નથી એમ આથી સમજવું નહીં, કેમકે હાથે ઉતારી ઉતારીને કે ગમે તેવાં છપાએલાં પુસ્તકો મેળવીને લોકો ઘેર ઘેર વાંચે છે ને સાંભળે છે.

છાપખાનાવાળા ને પુસ્તકો વેચનારા લોકોના શોખનો લાભ લેવા માટે જૂના કવિયોનાં ઘણાં પુસ્તકો છપાવેછે; પરંતુ તેમનો ઉદ્દેશ માત્ર વ્યાપારનો હોવાથી તથા ઘણીવાર તેઓ વિદ્વાન ન હોવાથી પુસ્તકો સંશોધન થયાં વગર ખરાબ રીતે છપાવેછે. સંશોધન થઈને આજ સુધીમાં થોડાંજ પુસ્તકો છપાયાંછે, અને સંશોધન કરેલાં શાસ્ત્રીય રીતે ટીકા વગેરેથી શણગારીને છપાવ્યાં હોય એવાં પુસ્તક તો ગણ્યાં ગાંઠ્યાં એક બેજછે.

ગુજરાતી ભાષા પ્રૌઢ કરવાનો અને તેનો પુસ્તક-ભંડોળ અથવા લિટરેચર વધારવાનો એક માર્ગ એછે કે તેમાં થયેલાં કાવ્ય ગ્રંથોનો અભ્યાસ કરવા યોગ્ય સંગ્રહ કરવો. આ કામ નાનું સુનું નથી. તે એક બે ગૃહસ્થોથી પાર પડે એવું પણ નથી. તે ઘણાના પ્રયત્ન વગર ને સારા આશ્રય વગર સંતોષકારક રીતે પાર પડવું અશકય છે. તોપણ જેનાથી જેટલું બની શકે તેટલો પ્રયત્ન તેણે કરવો આવશ્યકછે " કાકરે કાકરે પાળ બંધાય " એ કહેવત પ્રમાણે ઘણાના છુટક છુટક યત્ન વડે પણ ઘણું થઇ શકશે.

મહા કવિ પ્રેમાનંદને ગુર્જર ભાષાના પહેલા નંબરના કવિ ગણવામાં આવેછે. તેમણે ઉત્તમ પ્રતિના પુષ્કળ ગ્રંથો લખ્યાછે, માટે તેમના ગ્રંથો વિષે તથા તેમના ચરિત્ર વિષે મેં વડોદરે આવ્યા પછી તજવીજ કરવા માંડી; કેમકે વડોદરા તેમની જન્મભૂમિ હોવાથી વિશેષ પત્તો અહીંથીજ લાગવાનો

સંભવ હતો. મારી મહેનત કેટલેક દરજ્જે સફળ થવાથી બીજા કવિયોના ગ્રંથો મેળવવાની મને હોંસ થઈ. જે જે ગ્રંથો ન છપાયા હોય અથવા ખરાબ રીતે છપાયા હોય તેમનું સંશોધન કરીને તથા બને તો ટીકા વગેરે આપીને તેમને છપાવી પ્રગટ કરવાનો મેં નિશ્ચય કર્યો, અને એ કામમાં મદદને સારૂ શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકરને ભેળ્યા.

સંશોધન કરવામાં જે નિયમો રા. નવલરામે મામેરૂં છપાવવામાં પાળ્યા છે, તે નિયમો ઘણા ખરા યોગ્ય હોવાથી હું પણ તેમને અનુસર્યોછું. એમાંના મુખ્ય નિયમો એવા કે કોઇપણ પુસ્તકની એક કરતાં વધારે નકલ મેળવવી, જે ઘણી શુદ્ધ લાગે તેના ઉપર મુખ્ય આધાર રાખવો, બીજી પ્રતોમાં ફેરફાર હોય તે ટીકામાં જણાવવો, ગાંડનું ઉમેરણ કરવાનો, પાઠમાં ફેરફાર કરવાનો, કે તેમાંથી કંઈ કમી કરવાનો અધિકાર છપાવનારને નથી, તેમ એથી કવિને ગેરઈનસાફ મળેછે, માટે પાઠમાં પોતાનું દોઢ ડહાપણ કરવું નહીં.

આવા નિયમોને અનુસરીને પ્રથમ શરૂઆત મેં પ્રેમાનંદના રણયજ્ઞની કરી. શરૂઆતમાં મારી પાસે તેની ત્રણ નકલો હતી. થોડુંક કામ ચાલ્યા પછી બીજી ત્રણ નકલો મળી, અને કામ પૂરૂં થયા પછી બીજી બે પ્રત વધારે હાથ લાગી. તે વડે જ્યાં જ્યાં શંકા રહેલી તે દૂર કરવામાં મદદ મળી. મુખ્ય ચાર પ્રતનો આધાર લેવામાં આવ્યો; તેમાંની પ્ર. ૧ લી સંવત ૧૮૪૪ માં ઢોલારના પટેલ અંબાઈદાસ લખમીદાસની ગુજરાતી અક્ષરે સારી લખેલી છે. પ્રત બીજી સુમારે સંવત ૧૮૨૮ માં જંબુસરમાં ગુજરાતી અક્ષરે લખાઇછે. તે અશુદ્ધ ઘણીછે. પ્રત ૩ જી સંવત ૧૮૬૭ માં વડોદરાના મહેતા નાનાભાઇ જીવણરામ વડનગરા લેખકે દેવનાગરી અક્ષરે ઉતારીછે. એ પ્રત ઘણી શુદ્ધછે. કોઈ કોઇવાર તો જાણે કવિના અસલમાંથીજ ઉતાર્યું હોય, એવો ભાસ થઈ આવેછે. ચોથી પ્રત સુમારે સંવત ૧૮૨૧ માં નોમા ( વાણીઆ ) જ્ઞાતિ ગાંધી કેવળજી કુંવરજીએ બાળબોધ અક્ષરે લખીછે. આ પ્રત ત્રીજી પ્રતથી ઉતરે એવી નથી. ઘણું કરીને તે મોડાસામાં લખાઇ છે.

જેમ બને તેમ નાના કદમાં છુટક પુસ્તક પ્રગટ કરવાં ને તેમની કીમત ઓછી રાખવી એવો મારો હેતુ છે. એમ કરવાથી તેમનો લાભ ઘણા લઇ શકશે. રણયજ્ઞનો કેવો ઉઠાવ થાયછે અને લોકોનો તેના પર કેવો ભાવ છે તે જોયા પછી ઇશ્વર સાનુકુળ હશે તો બીજા ગ્રંથો પ્રગટ કરીશ.

હ. દ.

# કવિચરિત્ર.

મહા કવિ પ્રેમાનંદ સુમારે (સંવત) સત્તરમા [1]સૈકાની આખરે જન્મ્યા. તેમના પિતાનું નામ કૃષ્ણારામ ઉપાધ્યા હતું. જે ભાગ્યશાળી જનેતાએ આ કવિ શિરોમણિ રત્નને જન્મ આપ્યો, તેના નામનો પત્તો લાગતો નથી. કવિના પિત્રાઇઓના વંશજ પાસેથી એક પેઢી નામાનું ઝાડ મને મુશીબતે મળી શક્યું, તેમાંથી નીચે પ્રમાણે સાર નીકળે છે.

[2]પેઢી નામાની શરૂઆત ઉપાધ્યા જેદેવથી થાય છે. જેદેવ કવિ પ્રેમાનંદનો દાદો થાય. જેદેવને ચાર દીકરા હતા. જેષ્ટ પુત્ર કૃષ્ણારામથી પ્રેમાનંદ થયા. પ્રેમાનંદને જીવણરામ ને વલ્લભરામ એવા બે દીકરા હતા. વલ્લભરામનો ત્રીજી પેઢીએ નિર્વંશ ગયો. જીવણરામના પૌત્ર મંછારામથી ચાલેલી એક શાખા નિર્વંશ થઈ. હાલ કોઇ જમનાં નામે સ્ત્રી એ શાખામાં હયાત છે. મંછારામના પુત્ર ઉત્તમરામથી થએલી બે શાખા પૈકી એક શાખા કવિ નર્મદાશંકરને મળેલા મનસુખરામ અપુત્ર ગુજરવાથી નિર્વંશ થઈ છે. મનસુખરામની સ્ત્રી બાઇ નાની હયાત છે. બીજી શાખામાં કુરણાશંકર નામે જુવાન હાલ કોઇ સરદારને ત્યાં વડોદરામાં નોકરી કરે છે. અર્થાત કવિ પછી છ પેઢીઓ વીતી, તેમાં પુરૂષમાં ફક્ત કુરણાશંકર છે. પ્રેમાનંદને ત્રણ કાકા હતા, તેમનો વિસ્તાર સારો ચાલ્યો છે.

---

૧ પ્રેમાનંદના મરણ કાળને માત્ર દોઢસો વર્ષ થયાં છતાં તેના જન્મ મરણના વર્ષનો પણ પત્તો લાગતો નથી, એ કેવું દિલગીરી ભરેલું છે! ચરિત્રો લખવાનો ચાલ ન હોવાથી આવા આધુનિક મહા કવિ વિષે આપણે કેટલું થોડું જાણીએછીએ! કૂળદિપક પુરૂષોની મરણ-તિથિ પેઢીઓ ગતયાદ રાખી તેમનાં શ્રાધ સંવત્સરી કરવાનો રિવાજ આપણે અહીં ઘણે ઠેકાણે છે. પરંતુ આ કવિના કુટુંબીઓ તેની તિથિ પણ જાણુતા નથી! કવિને જેણે નજરે જોયા હોય, તેનાં છોકરાં હજી હયાત હોવાનો સંભવ છે, તે છતાં કવિ સંબંધી જોઇતી માહિતિ મળી શકતી નથી, એ સંતાપકારકછે.

૨ જ્યારે હું મારા મિત્રો સાથે કવિ વિષે વધારે તજવીજ કરવા ગયો ત્યારે, તેમજ પેઢી નામું આપતાં, કવિના પિત્રાઈઓ તેમના વિષે કંઈ પૂજ્યભાવ કે ઉમદા વિચાર ધરાવતા હોય એમ અમને ન લાગ્યું. કદાચ પિત્રાઇ દાવો બતાવતા હોય તો કોણ જાણે!

કવિ જ્ઞાતે વડોદરાના [1]ચોવીશા બ્રાહ્મણ હતા. ચોવીશા એ[2] નાંદોરા-માંથી ઉત્પન્ન થયા છે. પ્રેમાનંદે પોતે "ચાતુરવિંશી (ચોવીશા) જ્ઞાતે બ્રાહ્મણ" એમ ઘણે ઠેકાણે ગાયું છે. તેમના કૂળનો ધર્મ શૈવ્ય હશે, પરંતુ તેમનું વલણ વૈષ્ણવી સંપ્રદાય તરફ વિશેષ હતું એમ લાગે છે.

કવિના જન્મ સમય વિષે મત ભેદ છે. કવિ ચરીત્રના લખનાર ડાહ્યાભાઇ પંડિતે "તે આશરે સંવત ૧૬૯૨માં જન્મેલો" એમ લખ્યું છે. રા. નવલરામે ને કવિ નર્મદાશંકરે સાલ આપી નથી; પરંતુ કવિ નર્મદા શંકરના એકંદર લખાણથી તેનો જન્મ કેટલાંક વર્ષ મોડો થયો ગણ્યોછે, એમ અનુમાન થાય છે. "દંત કથા છે કે તેણે મોટપણે ગ્રંથ લખવા માંડયા હતા, ને ધારીએ કે તેણે ૨૫ વર્ષની વયે મામેરૂં લખ્યું" આ પ્રમાણે કવિ નર્મદાશંકર લખે છે, ને મામેરાની સાલ તેમણે ૧૭૩૯ ની આપેલી છે,

---

૧ કવિ દલપતરામે ચાતુરવેદી મોઢબ્રાહ્મણ એમ લખ્યુંછેતે સરતચૂક હશે.

૨ કોઈ નાંદોરા ગોરે, પોતાના યજમાન પાસેથી પરણામણનું દાપું મોં માગ્યું ન મળવાથી, વરકન્યાને એક મહાદેવના દેવળમાં ગોંધી બહારથી તાળું માર્યું. બનાવ એવો બન્યો કે દેવળમાં વરને સાપ ડસવાથી તે મરણ પામ્યો. કહે છે કે કન્યાને સત ચઢયું, તેથી બારણાં આપો આપ ઉઘડી ગયાં, ને તે વિક્રાળ સ્વરૂપે બહાર આવી. એ જોઇને નાંદેરા ગભરાયા, ને તેમાંથી ચોવીશ ગોત્રના બ્રાહ્મણ નાસવા લાગ્યા. કન્યાએ શાપ દીધો કે તમે આ પ્રમાણે અમારા ઉપર જુલમ કર્યો, ને તેથી વિનાશ નિપન્યું, માટે તમારે શિર કાળી ટીલી બેઠી; તેથી તમારાં વરકન્યાને કંકુની અર્ચા ન કરતાં મેશની અર્ચા કરવી. તમે ગમે તેવો ઉદ્યમ કરશો, તોય તમે ગરીબ રહેશો; અને જેઓ અહીંથી નાસી ગયા છે, તેઓનું કુટુંબ વિસ્તાર પામવાને બદલે ઘટતું જશે. જેઓ હાજર હતા તેમણે આજીજી કરી અનુગ્રહ માગ્યો. બાઈએ કહયું, જાઓ મેશને બદલે વરકન્યાને કપાળે કેસરની અર્ચા કરજો. પણ મારૂં વચન પાછું ન ફરે, માટે તેની તળે બાળેલા સોપારીની રાખની બિંદગી કરવી. નાંદેરામાં આજ પણ કોઈ ધનાઢય નથી, અને ચોવીશાનાં ઘર દહાડે દહાડે કમી થાય છે. નાંદેરાનું ઉત્પત્તિસ્થાન નાંદોદ છે, અને તેમના કૂળદેવ નંદકેશ્વર મહાદેવ જેમાં પેલાં વરકન્યા પૂર્યા હતાં, તે નાંદોદથી આશરે એક ગાઉ જીતનગર નજીક છે. નાંદેરા તથા ચોવીશાની વસ્તી ઘણી ખરી નર્મદા ને મહી વચે છે. તેઓએ કન્યાના શાપ પછી પોતાનું વતન તજી દીધું, એમ કહેવાય છે.

તેથી તે ૧૭૧૪ના સુમારમાં જન્મ્યો હોય એમ ભાસે છે. પરંતુ કવિ નર્મદાશંકરે ઓખાહરણની સાલ ૧૭૨૩ ને અભિમન્યુ આખ્યાનની ૧૭૨૭ આપી છે; તો ૯ અને ૧૩ વર્ષની વયે આવાં મોટાં કાવ્ય પ્રેમાનંદે બાંધ્યાં હોય, એ અસંભવિત લાગે છે. વળી પ્રેમાનંદ ચૌદ પંદર વર્ષની ઉમર સુધીતો જડભરથ જેવો હતો એમ કવિ નર્મદાશંકર તેમજ રા. નવલરામ જણાવે છે, તો તેથી પણ આ અનુમાન ખરૂં ઠરતું નથી.

મારા ધારવા પ્રમાણે કવિ ચરિત્ર વાળાની સાલ વધારે સંભવિત છે. એનો એક મોટો પૂરાવો જૂના ગ્રંથો વાંચતાં મને મળી આવ્યો છે. કોઇ વીરજી નામે કવિયે સુરેખાહરણ સંવત ૧૭૨૦ માં બનાવ્યુંછે. ગ્રંથારમ્ભે તે કવિયોની સ્તુતિ કરેછે, તેમાં પ્રેમાનંદનું પણ નામ આપેલુંછે. વીરજી લખેછે કે,

"નમસ્કાર નરસિંહ મહેતાને, પ્રથમ કરૂં પ્રણામ,
દાસ કબીર નમું ભાવ શું, મનમાં (ન) ધરશો રીશ;
વછ નાગર ગુણ સાગર પ્રણમું, ભાવ ધરીને મન,
સુંદરદાસ પાવન **પ્રેમાનંદ**, ચિત ના ધરશો ભિન્ન.
મિરાંબાઇ નામ દેવ નિશ્ચે, વંદુ તેના ચરણ,
મારી બુદ્ધ માને વિસ્તારૂં, સુરેખા કેરૂં હરણ."

એ વારજી વડોદરાનો હતો, અને બુરાનપુરમાં ઘણું રહેતો. વીરજીએ સંવત ૧૭૨૦ માં જ્યારે પ્રેમાનંદની કવિ તરીકે સ્તુતિ કરી, ત્યારે પ્રેમાનંદ તે સમયે કવિ તરીકે સામાન્ય પ્રખ્યાતિ તો પામેલો હોવોજ જોઇએ. ઓખાહરણ જેવું ઉત્તમ પુસ્તક જો તેણે ત્રણ વર્ષ પછી રચ્યું હોય, તો તે ૧૭૨૦ માં કવિ તરીકે જાહેરાંતમાં આવ્યો હોય, એમાં નવાઇ જેવું નથી. એ વખતે એની ઉમર ઓછામાં ઓછી વીશ વર્ષની ગણીએ તો એનો જન્મ સંવત ૧૭૦૦ માં ઠરે. વળી એક બીજો ગુટકો, જેમાં આગળ પાછળનાં ઘણાં પાનાં ફાટીગએલાંછે, ને જે ઘણા વર્ષ ઉપર લખેલો જણાય છે, તે માંહેલા લખમણા હરણમાં આ લીટીઓછે.

" મોટા કવિજન આગળ થયા, આઇ તે તારો પ્રતાપ,
વ્યાસ મુની પરાશર સરખા, પ્રલ્હાદ વિભિષણ સાર;
નરસિંહ મેહેતો વિપ્ર **પ્રેમાનંદ**, કોઈ નવ પામ્યા પાર."

કર્ત્તાનું નામ પુસ્તકમાંથી બરાબર માલમ પડતું નથી, પણ એક ઠેકાણે " પ્રાકૃત કથા વીરક્ષેત્રમાં, કહી "—આ પ્રમાણે પાનાને છેડે અધુરૂં

રહી ગયુંછે. મારા ધારવા પ્રમાણે એનો કર્ત્તા પણ [1]વીરજી હશે. કવિતાની સાલ પણ નીકળતી નથી, પણ તે વીરજી કૃત હોય, તો ૧૭૨૦–૨૫ માં રચાઇ હોય, એમ અટકળી શકાય. ગુટકામાં સંવત ૧૭૭૬–૮૩ ના વર્ષ સુધીનું વર્ષફળ આપ્યુંછે, તે ઉપરથી એ ગુટકો તે પહેલાંનો લખાએલો હોય, એમ અનુમાન થઇ શકે; કેમકે ગત વર્ષનાં ફળ ચોપડામાં ઉતારી રાખવાને કારણ નથી. ચોપડો લખાયા અગાઉ તેમાં આપેલી કવિતા બની હોયએ તો દેખીતુંજ છે.

ઉપરના ને બીજાં કારણથી મારી અટકળ એવી છે કે કવિ પ્રેમાનંદનો જન્મ સંવત ૧૬૯૨–૧૭૦૦ સુધીમાં થવો જોઇએ.

પ્રેમાનંદનો પિતા તેને છેક બાલ્યાવસ્થામાં નિર્ધન મૂકીને મરી ગયો હોય એમ માલમ પડે છે. અનાથ વિધવા માડી પણ તેને થોડાં વર્ષ વિપત્તિઓ ઉઠેરીને મરણ પામી હતી એમ જણાય છે. એક ચોવીશા જ્ઞાતિની એંશીએક વર્ષની ડોશીએ વાતચિત્ત કરતાં આ વાતનો ખુલ્લાસો આપ્યો. તેણે કહ્યું પ્રેમાનંદ પૂરૂં બોલતાં પણ નહોતું શીખ્યો (એટલે સુમારે ત્રણ ચાર વર્ષની તેની ઉમર હતી) ત્યારે તેની મા તેને કેડમાં ઘાલીને તુળસીવાડીએ જતી. એ તુળસીવાડી હાલ પણ ફતેહપૂરા તરફ છે, અને ત્યાં નૃસિંહજીનાં તુલસી સાથે ધામધુમથી પ્રતિ વર્ષ લગ્ન થાય છે. ત્યાં ટેલ ટકોરો કરવાથી તેને ખાવાનું મળતું.

તુળસીવાડીમાં એક સિદ્ધ પુરૂપ ઉતર્યા હતા, તેમની એ બાઇ સેવા ચાકરી ખરા ભાવથી કરતી; તેથી સિદ્ધે પ્રસન્ન થઈને કહ્યું કે " બાઈ કાલ સવારમાં તું તારા છોકરાને લઇ મારી પાસે આવજે. સવારમાં વહેલી આવજે." બાઇને જતાં વાર લાગી, એટલે સિદ્ધ ચાલતા થયા. સિદ્ધને ન જોવાથી બાઇ ગાભરી બની ગઇ, ને તેમની પાછળ છોકરાને લઈને દોડી. થોડેક ગયા કેડે સિદ્ધ મળ્યા, એટલે તેમને પગે પડી રોવા લાગી, અને છોક-

---

૧ લખમણા હરણ કવિ પ્રેમાનંદે પણ બનાવ્યું છે. ગુટકામાં આપેલું ખરેખરૂં કોણે બનાવેલું હશે, એ વિષે મને શક છે. એ પ્રેમાનંદનું ઠરે તો તેનું નામ છૂપાવી પોતાનું ઘાલવાનો કોઇયે પ્રયત્ન કર્યો હશે એવો શક રહે આ શંકા, ઉપર જે પ્રેમાનંદના વર્ષ માટે લખ્યું છે તેને બહુ બાધક નથી. કદાપિ તેથી વર્ષ સ્થાપન કરવાનું એક કારણ બાદ થાય, તો પણ સત્ય શોધવાની ખાતર અને કવિના નામની ખાતર જે જે માલમ પડે તે તે દર્શાવવુંજ જોઇએ. સારા કવિનું નામ ગેરવાજબી રીતે ખસેડવાનો જો કોઈએ તાલમેલ કર્યો હોય, તો તે ભારે નિંદાને પાત્ર છે.

રાને તેમના ચરણ આગળ મૂકી દીધો. સિદ્ધે છોકરાને માથે હાથ ફેરવ્યો, અને એક પાંતરા પર કાંઇ લખી તે છોકરાની જીભે છાપ્યું એટલે જીભ ઉપર લીલા અક્ષર પડ્યા. સિદ્ધે કહ્યું, જા બાઈ તારો છોકરો ગુજરાતીમાં મોટો કવિ[1] થઇ પ્રખ્યાતિ પામશે. જો તું વહેલી આવી હોત તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત! એટલું કહી સિદ્ધ પુરૂષ ચાલતા થયા.

માતાના ગુજર્યા પછી કેટલીક મુદત તેને માસીનું ઘર સેવવું પડ્યું હોય એમ જણાય છે. એણે કિશોર અવસ્થા કેવી રીતે માસીને ત્યાં

---

૧ પ્રેમાનંદને કવિતા શક્તિ કેમ પ્રાપ્ત થઇ, તેને માટે બીજી દંત કથા એવી છે, કે બહુચરાજી ( ધીકાંટેથી કામનાથ જતાં આવે છે ) માં કોઈ મહાત્મા ઉતર્યા હતા. પ્રેમાનંદ દશ પંદર વર્ષની વય થઈ તોપણ કંઈ ભણ્યો નહોતો. અને ગમે ત્યાં રખડતો ફરતો. તે આ મહાત્મા પાસે આવીને ઘણીવાર બેસતો, ને તેમને ચલમો ભરી આપતો, તથા બીજી સેવા ચાકરી કરતો. મહાપુરૂષ તેની સેવાથી પ્રસન્ન થયા, ને બોલ્યા, કે બચ્ચા તું કાલે સવારમાં મારી પાસે આવજે. ભૂલીશ નહીં. બીજે દહાડે પ્રેમાનંદને આવતાં મોડું થવાથી મહાપુરૂષ ચાલી નિકળ્યા. કવિએ ત્યાં આવી સિદ્ધ કેણી તરફ ગયા તેની તજવીજ કરી, ને જે રસ્તે તે ગયા સાંભળ્યા તે રસ્તે તે દોડ્યો. સિદ્ધને તેણે પકડી પાડ્યા ને તે સાષ્ટાંગ દંડવત્ કરી તેમને પગે પડ્યો. સિદ્ધે વર આપ્યો કે જા બચ્ચા તું ગુજરાતીમાં મોટો કવિ થઇ ખ્યાતિ મેળવીશ. વહેલો આવ્યો હોત તો તું સંસ્કૃતમાં કવિ થાત. સિદ્ધ એમ કહી ચાલતા થયા. અને પ્રેમાનંદની જીભે તે દિવસથી સરસ્વતિએ વાસ કર્યો. કવિ નર્મદાશંકરે આ વાત ચરિત્રમાં લીધી છે.

ઘણા કવિઓ ને ભક્તો વિષે આવી કે બીજી તરેહની અદભૂત વાતો ચાલે છે. મહાત્માની વચન સિદ્ધિથી તેઓ મહાપદને પામ્યા કે નામાંકિત થયા એમ કહેવાય છે. આ દેશમાં આસ્તિક લોકો આ વાત માને છે. યુરોપી વિદ્યાના સંસ્કારી પૈકી ઘણા આવી વાતોને હસી કાઢે છે. કેટલાક કહે છે કે મોટા પુરૂષ અમુક માણસના ચેહેરા ઉપરથી કે વાતચિત ઉપરથી તે કેવો નીવડશે તે અટકળી શકે, અને ઘણા અનુભવ તથા તર્ક વડે તેમનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડે; અથવા એવા મોટા પુરૂષ જેમના ઉપર સામાને ઘણો ભાવ હોય, તેમના વચનની અસર તેને થાય, અને તે કારણથી મહા પુરૂષનું ભવિષ્ય અથવા વચન સિદ્ધિ ખરૂં પડે; એમાં દૈવી કાંઇ નથી. ગમે તે કારણ હશે, તોપણ જો તે પ્રમાણે બન્યું, તો વચન સિદ્ધિને દૈવી કે ચમત્કારી ગણવી જોઇએ, અથવા કારણે કરીને તેની સત્યતા કે મહત્તાઈમાં ન્યૂનતા દેખાડી આસ્થા કમી કરવી એ ઠીક નથી, એમ કેટલાક કહે છે; કેમકે આસ્થા મોટી ચીજ છે.

કાઢી, ને તરૂણાવસ્થાનાંપેહેલાં ઉર્ધ્વંત વર્ષોમાં શું કર્યું, તે બરાબર જાણવામાં આવ્યું નથી. ચોવીશી ડોસી એમ કહે છે, કે તે એ અવસ્થામાં ફરતો ફરતો, ને બાઇડીઓને જોડકણાં તથા ગીત જોડી આપતો. એનાં ગીત વૈષ્ણવોમાં ગવાય છે, એમ કવિ નર્મદાશંકર લખે છે; પરંતુ એનાં જોડકણાં કે ગીત કયાં તે કોઇ બતાવી શકતું નથી. સદર ડોસીના બાપ કવિ પ્રેમાનંદના વખતમાં હતા, ને તેમને મોઢેથી તેણીએ કેટલીક વાતો કવિ વિષે સાંભળેલી, એમ તે કહે છે; પણ કવિનાં બનાવેલાં કોઇ જોડકણાં કે ગીત તેના જાણવામાં નથી. કવિની શરૂઆત ઘણી ખરી પ્રથમ આમજ થાય છે. એટલે તે કંઇ સહેલી છુટક કવિતા પ્રથમ બનાવે છે. ડોસી જણાવે છે કે કવિનાં જોડકણાં બાઇડીઓને બહુ પ્રિય લાગતાં. કવિ નર્મદાશંકર લખે છે તેમ ચૌદ પંદર વર્ષની વયે તે છેક " મુર્ખ ને જડભરત " નહીં હશે, એમ મને લાગે છે.

કવિયે પ્રથમ ગ્રંથ કયો પ્રગટ કર્યો તે માલુમ પડતું નથી. પ્રથમ ગ્રંથ માલમ પડે, તો તે પહેલાં કવિની શકિત કેટલી હશે, અને આગળ કેટલી વધી, તેની તુલના થઇ શકે. કવિ દલપત દુર્લભે મૃદાલશા છપાવ્યું. ત્યારે તેઓ એમ કહેતા, કે એ આખ્યાન પ્રેમાનંદનું પ્રથમ પુસ્તક છે; પરંતુ એ પહેલાં અભિમન્યુ આખ્યાન ને ચંદ્રહાસ આખ્યાન બનાવ્યાં હોય, એમ જણાય છે. કવિ નર્મદાશંકરે ઓખાહરણની સાલ ૧૭૨૩ આપીછે; પણ એ વિષે અનેક કારણથી શંકા રહે છે. ઘણી પ્રતોમાં ઓખાહરણની સાલ લખી નથી. આખ્યાનને છેડે કેટલાંક કડવાં પાછળથી વધ્યાં હોય એવો પણ શક રહે છે. પ્રેમાનંદના ગ્રંથોમાં ઓખાહરણ જો સર્વોત્તમ નહીં તો એક ઉત્તમ પુસ્તક છે, અને તે જો તેણે પ્રથમજ પ્રગટ કર્યું હોય, તો કવિ તરીકે કલમ ઝાલતાં અગાઉ તેણે સારૂં જ્ઞાન, અનુભવ, ને કાવ્ય કળા સંપાદન કરેલાં હોવાં જોઇએ, એ નિઃસંદેહ છે.

કવિ નર્મદાશંકરે પ્રેમાનંદના ચરિત્રમાં તેનાં કેટલાંક પુસ્તકનાં નામ ને સાલો આપી છે. સાલો વિષે તેઓ કહે છે તે યથાર્થ છે, કે અનેક પ્રતોની સંમતિથીજ તે ખરી ઠરે. દાખલા તરીકે નરસિંહ મેહેતાની હુંડીની સાલ એમણે ૧૭૩૦ આપી છે. મને ૧૮૫૪ ને ૧૮૯૯માં લખેલી પ્રતો મળી, તેમાં ૧૭૩૩ અને ૧૭૫૪ અનુક્રમે છે. જ્યાં આટલો બધો તફાવત છે, ત્યાં વર્ષને અનુસારે કવિની કાવ્ય શકિત વિષે તુલના બાંધવી અયોગ્ય છે. નળાખ્યાનની સાલ નર્મદાશંકરે તેમજ કવિ ચરિત્રવાળાએ ૧૭૭૬ની આપી છે, પણ મારી પાસેની એક પ્રતમાં ૧૭૪૨ ને બીજીમાં ૧૭૭૩ છે. સુદામા ચરિ-

ત્રનું વર્ષ ૧૭૩૮ કવિ. નર્મદાશંકર આપે છે. કાવ્યદોહનમાં ને કવિચરિત્ર-માં ૧૭૦૫ની સાલ છે. કવિચરિત્રવાળાએ કાવ્યદોહનમાંથી લીધું હશે એમ અનુમાન થાય છે, અને કાવ્યદોહનની સાલ ખરી હોય એમ લાગતું નથી. મામેરાની સાલ કવિ નર્મદાશંકરે તથા રા. નવલરામે ૧૭૩૯ આપી છે. મારી પાસે ૧૮૪૦ની પ્રત છે તેમાં ૧૭૩૨ છે. પ્રત ઉતારનાર લેખકોએ ન બેસવાથી કે મનસ્વીપણે ગમે તેમ આંકડા ફેરવી નાંખ્યા હશે, એમાં શક નથી.

પ્રેમાનંદે કયા કયા અને કેટલા ગ્રંથો બનાવ્યા છે તે હજી નકી જાણવામાં આવ્યું નથી. કવિ નર્મદાશંકરે ૧૩ નાંમ આપ્યાં છે. રા. નવલરામે આપેલી ટીપ મોટી એટલે ૨૩ નામની છે; પણ તેમાંથી સાત ગ્રંથ તેમણે જોએલા નથી, તેમ એ સાત પૈકી એક પણ ગ્રંથનો ઘણી તજવીજ કર્યા છતાં હજી પત્તો મળ્યો નથી. તેમાંના એક બે પ્રેમાનંદે બનાવ્યા છે એમ મેં સાંભળ્યું છે ખરૂં. વળી જો પ્રેમાનંદે સંપૂર્ણ ભાગવત, રામાયણ, મહાભારત, અશ્વમેધ જેવાં મોટાં પુસ્તક રચ્યાં હોય, તો તે છેક અજાણ્યાં રહેવાનો સંભવ નથી. ગમે તેમ હો પણ જેટલાં જાણવામાં છે તેની સંખ્યા પણ કાંઈ નાની નથી. રા. નવલરામની આપેલી ટીપ ઉપરાંત બીજા ચાર ગ્રંથો કવિના બનાવેલા મારા સાંભળવામાં આવ્યા છે.

આ મહા કવિએ કાવ્યપુસ્તક રચવાનું કામ ક્યારથી ને કેવી રીતે શરૂ કર્યું, તે વિષે દંતકથા એવી છે, કે તે પ્રથમ સંસ્કૃતમાં કથા કરી પોતાનું ગુજરાન ચલાવતા. એક વાર મહેતાપોળ ( સરકારવાડા પાસે ) નજીક તેમણે કથા શરૂ કરી. એ જગાએ હમેશ કોઈ બીજો શાસ્ત્રી બેસતો હશે, તેણે આવી પ્રેમાનંદ સાથે વઢવા માંડયું. તકરાર ઘણી થઇ, ત્યારે પ્રેમાનંદે ચીડાઇને કહ્યું, ઠીક છે, આજથી હું સંસ્કૃતમાં કથા ન કરવાનું પણ લઉંછું, ને હવેથી પ્રાકૃત એવી કથા જોડું કે તમારી સંસ્કૃત કથા ઉપરથી લોકોની રૂચી ઉઠી જાય, ને તમારા રોજગાર ઉપર પાણી ફરે. ઘેર જઈ તેણે તે દિવસથી પ્રાકૃત કાવ્ય શરૂ કરી. કોઇ કહેછે કે પ્રથમ તેણે દશમસ્કંધ અથવા તેમાંનાં છુટક આખ્યાન શરૂ કર્યા. તેની વાણીમાં તો બાકી નહીંજ. વળી તેની સમજાય એવી રસીલી પ્રાકૃત ભાષાથી લોકો મોહિત થાય એમાં શું આશ્ચર્ય ? કોઇ વાર આવાં ન જીવાં કારણથી પણ માણસનું વલણ ફરી જાય છે; તે પ્રમાણે જો પ્રેમાનંદને થયું હોય, તો " તે સમયે સંસ્કૃત કાવ્યને માન છતાં પ્રાકૃત કાવ્ય તેણે પસંદ શા માટે કરી " તેનું કારણ માલમ પડે છે, અને સંસ્કૃત જ્ઞાન તેને ઓછું હશે એ દોષ વાજબી જણાતો નથી.

વળી સિદ્ધનું વાયક યાદ રાખી તેણે તેને માન પણ કાંઇ ન આપ્યું હોય?

કવિ પ્રેમાનંદ ખાન-દેશના નંદુરબારમાં ઘણી મુદત રહ્યા હોય એમ જણાયછે. વળી કોઈ કોઈવાર તે સુરતમાં રહેલા પણ માલમ પડેછે. નંદુરબારમાં એ શા માટે રહેતા, તે બરાબર જણાતું નથી. એમણે એક ઠેકાણે "ઉદર નિમિત્ત સેવ્યું ગામ નંદુરબાર" એમ લખ્યુંછે, તે પરથી અનુમાન થાય, કે તે પોતાના ગુજરાન અર્થે ત્યાં રહેતા હશે. રા. નવલરામ લખે છે, કે "જેમ શામળને રખીદાસનો તેમ પ્રેમાનંદને મોટો આશરો નંદુરબારના રાજાનો હતો એમ ધારી શકાયછે." તેમને કોઈ રાજ્યનો કે શ્રીમાનનો કવિ તરીકે આશ્રય મળ્યો હોય, અથવા ખરૂં પૂછાવો તો તેમણે એવો આશરો ખોળવાનો યત્નજ કર્યો હોય, એમ મને લાગતું નથી. તે કાંતો નંદુરબારમાં કથા કરતા હોય, અથવા કોઈ શેઠ શાહુકારની ગુમાસ્તી કે મુનમગીરી કરતા હોય. છેલ્લી વાત વધારે સંભવિતછે, કેમકે નંદુરબારને ને વડોદરાને તે વખતે વેપારનો ઘણો સબંધ હતો. વડોદરેથી સીધે રસ્તે નંદુરબાર નજીકછે. જે શેઠની તે ચાકરી કરતા હોય, તેની પેઢી કદાશ સુરતમાં હોય, તો ત્યાં પણ તેમને વખતો વખત રહેવું પડે. એવી જાતની પરદેશમાં નોકરી હોવાથી કામ કરવાનું થોડું હોય, તેથી પોતાના પ્રિય વિષય—કાવ્યને ઘુમાવાને સારો વખત મળે, ને પૈસાની પ્રાપ્તિ પણ વગર ભીખે સારી મળે, એમ ધારીને તેમણે એવું કામ પસંદ કર્યું હોય. પણ આ કેવળ અનુમાન છે, અને કવિના સ્વતંત્ર વિચાર જોતાં કથા કરી ભીખી ખાવાનું તેમને ના પસંદ પડયું હોય, એમ લાગે છે.

કવિ પોતે સ્વતંત્ર વિચારના હતા એ નક્કી છે. ધારો કે તેમને નંદુરબારના રાજાનો કે બીજાનો આશરો હતો, તોપણ તેમણે પોતાને આશ્રય આપનારના ગુણ કોઈ ઠેકાણે ગાયા નથી. રખીદાસ જેવા એક પટેલને શામળ ભટે "ભોજ સમોવડ ભૂપ" ગણીને સાતમે આશમાન ચઢાવી દીધોછે, પણ કવિ પ્રેમાનંદે કોઇ પણ શખ્સને માટે એક વાક્ય પણ કોઈ ઠેકાણે લખ્યું હોય, એમ જણાતું નથી. તેમને પરસેવો ઉતારી પોષણ કરવાનુંજ પસંદ હતું, અને એથી એ કવિ ખરેખર વધારે માનને પાત્રછે. કવિતા એટલે ભાટાઇ એવું પ્રાકૃત કવિતાઓમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે, તે એ કવિની કાવ્યમાં બિલકુલ નથી.

એમના સ્વતંત્ર વિચાર વિષે એક વાત એવી છે, કે તેમનો કોઈ રૂઘનાથદાસ ભગવાનદાસ નામે પૈસાદાર પારેખ હતો. એને ત્યાં એમનું ખાતું પ-

ત્રું રહેતું, ને બંને સ્નેહી પણ હતા. એકવાર પારેખે કહ્યું " કવિ તમે મારે માટે કંઈ કવિતા કરો તો ઠીક. " કવિયે કહ્યું " કવિતાનું ખરૂં પાત્ર તો એક ઇશ્વરજ છે. માટે ઇશ્વર સિવાય કોઇની હું સ્તુતિ કરતો નથી. " શેઠ કહે " જો એમ હોય તો તમે નરસિંહ મેહેતાની કેમ કવિતા કરી?" કવિ બોલ્યા " નરસિંહ મેહેતા સંબંધી જે જે પુસ્તક લખ્યાંછે, તે માત્ર ઇશ્વરનો મહિમા ગાવાને માટે છે. તમે જો એ પુસ્તકો વિચારીને વાંચી જોશો, તો મારૂં કહેવું તમને ખરૂં લાગ્યા વગર રહેશે નહીં." પારેખે કહ્યું."વારૂં એતો ઠીક, પણ તમે ફલાણા (કવિના કોઈ મિત્ર) ને કવિતામાં કાગળ લખ્યો છે, તેમાં તેનાં વખાણ નહિ તો બીજું શું કર્યુંછે. " કવિયે જવાબ દીધો, "જો તમે એ કાગળ ધ્યાન રાખીને વાંચશો, તો માલમ પડશે, કે તેમાં મારા મિત્રની સ્તુતિ બિલકુલ નથી. સઘળું પરમેશ્વરને લાગેછે." એમ કહી તેમણે દરેક ચરણનો અર્થ કરી બતાવ્યો. કદાશ એ કવિતા દ્વીઅર્થી એટલે શ્લેશ વાળી હશે. જેણે આવો દૃઢ ઠરાવ કર્યો હોય, તે કોઇનાં ભુંગળાં ફુંકેજ નહીં, એ સ્પષ્ટ છે.

વડોદરામાં ગાયકવાડનું રાજ્ય એમના વખતમાં થયું, ને તેની એક બે પેઢી એમના જોવામાં આવી છતાં પ્રેમાનંદે ગાયકવાડ સંબંધી કંઇ લખ્યું નથી, એમ રા. નવલરામ જણાવેછે. વળી કોઇ એમ પણ કહેછે, કે પ્રેમાનંદ જેવા મહા કવિને ગાયકવાડથી કંઇ આશરો ન મળ્યો, એ નવાઈ સરખુંછે. પરંતુ ગાયકવાડી રાજ વડોદરાની અંદર સંવત ૧૭૮૭ માં થયું, અને કવિનો સ્વર્ગવાસ સુમારે ૧૭૯૦ માં થવો જોઇએ, એટલે કવિને એ રાજ્યનો લાભ મળે, એવો વખતજ મળ્યો નહીં, એમ કહીએ તો ચાલે. ગાયકવાડની પહેલાં વડોદરામાં મુસલમાની રાજ્ય હતું, તેને કવિની—અને તે પણ વળી ગુજરાતીની—દરકાર થોડીજ હોય. મુસલમાની રાજ્યની અંદર પ્રેમાનંદના વખતમાં ઘણી ગરબડ પણ ચાલતી હતી.

કવિ ચરિત્ર વાળો લખેછે, કે આ કવિમાં શામળ કરતાં તર્ક શક્તિ થોડી હતી. આવો વિચાર બીજા પણ કેટલાકનો છે, અને તેનું કારણ એ બતાવવામાં આવે છે, કે કવિ શામળે ઘણી ખરી ઉટંગ વાતો જોડી કાઢી છે, અને પ્રેમાનંદે ઘણું ખરૂં સંસ્કૃતમાંથી લીધુંછે. શામળે પણ ઘણી વાતોનો આધાર ફારસી વગેરેમાંથી લીધોછે, એ વાત ધ્યાનમાં રાખવાની છે. વળી કવિતાનો તર્ક કંઈ કલ્પિત વાતો જોડવામાંજ રહ્યોછે, એમ નથી. આના સંબંધમાં એક દંતકથા છે, કે એકવાર શામળ ને પ્રેમાનંદ વચ્ચે વાદ થ-

યો. શામળે કહ્યું. તમે સંસ્કૃતમાંથી પ્રાકૃત કરોછો તેમાં શી વડાઇ. કંઇ નવું જોડી કાઢીને કરો ત્યારે ખરૂં. પ્રેમાનંદે કહ્યું, તમારી એમ મરજી હોય. તો તમે એક કાવ્ય બાંધો, ને હું પણ એક નવું બાંધું. બંનેએ આ વાત સ્વિકારી. શામળે પદ્દમાવતીની વાત રચી, અને પ્રેમાનંદે સુરેખા–હરણ રચ્યું. સુરેખાહરણ કેવળ કલ્પિતછે, એમ કહેવાય છે. બંનેની આવી જાતની કલ્પના મૂકાબલા વગર સરખાવવી ઠીક નથી; કેમકે સુરેખાહરણ વિષે હજી હું મારૂં મત બાંધવાને શક્તિમાન થયો નથી. એજ રીતે કોઇવાર એમ કહેવામાં આવેછે, કે પ્રેમાનંદ શબ્દાલંકારમાં શામળથી ઉતરે. શામળ જેટલા પ્રાસ બધે પ્રેમાનંદના કાવ્યમાં જોવામાં આવતા નથી એ વાત ખરી, પણ જ્યાં જ્યાં મૂક્યાછે, ત્યાં તો શામળને પણ હઠાવે એવા માલમ પડે છે. દાખલા માટે જુઓ રણયજ્ઞ કડવું ૨૧ મું.

કવિ પ્રેમાનંદની બાલ્યાવસ્થા બહુ કંગાલ હાલતમાં હતી, એ વાત આપણે કરી ગયા. કથા કહીને કે રોજગાર વડે તે સ્વહસ્તે સારૂં કમાયા હતા, એમ માલમ પડેછે. તેમણે તે વખતના લોકોના વિચાર પ્રમાણે ખરચી પણ સારૂં જાણ્યું હતું. એમણે સુમારે દશેક હજાર રૂપિયા મકાન બંધાવામાં વાપર્યા, અને તેમને નાતો જમાડવાનો ઘણો શોખ હોવાથી તેમાં પણ તે ઘણું ખરચતા. જાતે સુઘડ ને શોખી હોવાથી તેમનું ચાલુ ખરચ પણ સારૂં હશે. મીઆંમહંમદની વાડીમાં વચલી પોળમાં તેમણે મોટું મકાન બંધાવ્યું હતું. તે આજપણ પ્રેમાનંદની ખડકીને નામે ઓળખાયછે- એમનાં બંધાવેલાં તમામ મકાન પડી ગયાં છે. ખડકીના ચૂનાગચ્છી પાયા, ટાંકું ને કુવો એટલું હાલ જોવામાં આવેછે. ટાંકું એટલું વિશાળછે, કે આજ પણ આખા મોહલ્લાના લોક તેમાંથી પાણી ભરેછે. કવિના વંશજો પૈકી કોઇ ત્યાં રહેતું નથી. વંશજોની હાલત જેમ જેમ માઠી થવા લાગી, તેમ તેમ તેઓ પોતાને ભાગ આવેલાં મકાન ઘરેણે મૂકતા કે વેચતા ચાલ્યા. સંવત ૧૮૨૯ માં થએલી વહેંચણનો દસ્તાવેજ મારા જોવામાં આવ્યો, તે પ્રેમાનંદના પૌત્ર દુર્લભરામ ને પરપૌત્ર (બીજા દિકારાથી થએલા ) મંછારામ વચ્ચે હતો. તેમાં લખ્યું છે કે " વચલી પોળ મધ્યે ભટ. પ્રેમાનંદની મિલકત વહેંચી લીધી છે, તેની વિગત." એજ મંછારામનો ઘરેણીઆ દસ્તાવેજ કોઇ કડવા કણબીને રૂ૧૬૧ માટે કરી આપેલો જોયો. તેમાં એક ઘર–ઓરડો ને પરસાલ આપેલાં જણાવ્યાંછે, ને ટાંકા કુવાના પાણીનો વાપર તથા ખડકીમાં થઇને જવા આવવાનો ચાલ નિકાલ દરશાવ્યોછે. સાલ ૧૮૨૩ ની છે. પ્રેમાનંદના મુવા પ-

છી થોડે વર્ષે તેના વંશજોની આવી હાલત આવી, તેથી જણાયછે કે તેઓ હિણકમાઉ નીવડ્યા હશે, કે પ્રેમાનંદ કદાશ ઘણું રોકડ નાણું તેમને માટે મૂકી નહીં ગયા હોય, અથવા મૂક્યું હશે, તો તેના તેમણે જલદી વાટા મૂક્યા હશે. ખડકી સુમારે ૨૮ વર્ષ ઉપર પડી ગઈ, અને પ્રેમાનંદનાં બાંધેલાં બીજાં ઘર નજરે જોએલાનું એક પડોશી જણાવે છે. પ્રેમાનંદે ખડકી સિવાય ચોકની આસપાસ આઠ ઘર બંધાવ્યાં હતાં, એ જોતાં ચોક પણ વિશાળ હોવો જોઈએ, અને એકંદર દશહજાર રૂપિઆ તો ખરચ લાગવાજ જોઈએ, એમ માલમ પડે છે.

પ્રેમાનંદનો સ્વર્ગવાસ સુમારે ૧૭૯૦માં થવો જોઇએ. એમ સંભવે છે. એમણે અધુરૂં મુકેલું દશમસ્કંધ, તેમના શિષ્ય સુંદરદાસે કવિના મર્ણ પછી ૧૭૯૬માં પૂરૂં કર્યું; એટલે તે અગાઉ કવિનો કાળ થયો હશે. કવિયે સુમારે સો વર્ષનું લાંબું આયુષ્ય ભોગવ્યું, અને છેક મરતા સુધી કવિતા કરવાને શક્તિમાન હતા, તેથી તેમણે આરોગ્યતા પણ સારી ભોગવી હશે. તે માયાળુ, વિવેકી. આનંદી, ઠરેલ, ધર્મ ઉપર શ્રદ્ધાવાળા, રસીક, ઉદ્યોગી ને સ્વતંત્ર વિચારના હતા.

કવિ પ્રેમાનંદની કવિતા કેવી ગણવી, એ બાબતમાં એમના વખતમાં-જ બનેલો એક દાખલો અહીં આપુંછું. એ દાખલો કવિ નર્મદાશંકરે આપ્યો છે, અને વડોદરામાં તે મશહુર પણ છે. એકવાર કોઇ નાગરને ત્યાં વરો હોવાથી કવિને પાટે બેસવાનું નોતરૂં થયું. કવિએ નરસિંહ મહેતાનું મામેરૂ એજ અરસામાં પૂરૂં કર્યું હતું, તે સાથે લઇ તે પાટે બેસવા ગયા. નાગરની ન્યાત ભરાયા પછી મામેરૂં પોતે ગાઇ સંભળાવ્યું. શ્રોતાઓને એથી એટલી તો અસર થઇ કે સ્ત્રી ને પુરૂષ જે જમવા આવ્યાં હતાં, તે સઘળાંએ પોતાના પાણીના ચંબુ અગર જે કાંઇ પાસે હતું તે ઉઠી ઉઠીને કવિના મોં આગળ મુકી દીધું! શ્રોતાને વર્ણવેલા રસમાં તદ્રૂપ કરી નાંખવા, એજ જો ઉત્તમ કવિતાની કસોટી હોય, તો મામેરાને કાવ્ય વર્ગની પેહેલી પંક્તિમાં મુકવું જોઈએ. નાગરોની ચાલ ચલગતનું રસીલી ભાષામાં કરેલું વર્ણન, તેમની વખતે વખત ઠાવકી રીતે કરેલી ઠેકડી, જ્યાં જેવાં ઘટે ત્યાં તેવાં મૂકી દીધેલાં રંગનાં ચટકાં, અને તે બનાવનાર પોતેજ, જ્યાં જેવો ઘટે, ત્યાં તેવો ભાર મૂકીને સારા રાગે ગાય, એ સર્વ બાબતો રસિલી નાગરણો ને તેમ શોખી નાગરોને ફીદા ફીદા કરી નાંખે, એમાં શું આશ્ચર્ય?

કવિની મહા શકિતનાં વખાણ સાથે કંઇ કંઈ ન્યુનતા દેખાડવાનો

મત વિદ્વાનોએ કર્યો છે. ન્યુનતા મનુષ્ય માત્રને અંગે સ્વભાવ સિદ્ધ છે, એમ કહીએ તો ચાલે. પરંતુ કવિનું સંસ્કૃત જ્ઞાન કેવું હતુ, ન્યાયશાસ્ત્રનો અભ્યાસ તેમણે કેટલો કરેલો હતો, સાહિત્યના ગ્રંથોનો કેવો અભ્યાસ કર્યો હતો, તેમની અર્થ તથા શબ્દાલંકાર લાવવાની શક્તિ શામળ જેટલી હતી કે નહીં, વગેરેની તુલના કરતા પહેલાં તેમના તમામ ગ્રંથો મેળવી તેનું અધ્યયન કરવું જોઇએ. બંને બાજુના પૂર્ણ પૂરાવા મેળવ્યા વગર તથા તેમને તપાસ્યા વગર આપેલો ઇનસાફ અદલજ થાય, એ શક ભરેલું છે. આ કારણથી હું મારૂં મત આપવા હજી શકિતમાન થયો નથી.

પ્રેમાનંદની ભાષા ઘટિત સંસ્કૃતના ઉમેરણ વાળી શુદ્ધ ગુજરાતી છે. તેમાં યાવની શબ્દો કવચિતજ અણછૂટતા આપ્યા છે. ઘરખુણીઆ તળપદા શબ્દો વખતે એવા જોવામાં આવે છે, કે તેથી ગુજરાતી ભાષાનું કવિયે ઉત્તમ જ્ઞાન મેળવ્યું હોય, એમ માલમ પડે છે. તેમની ભાષા સ્થાનિક એટલે એક દેશી નથી, પરંતુ સર્વે ભાગના સ્થાનિક શબ્દો તેમાં વખતે આવે છે. ઉત્તમ ગુજરાતીનો જેમને અભ્યાસ કરવો હોય, તેમને પ્રેમાનંદનાં પુસ્તક સર્વેથી વધારે ઉપયોગી છે. પ્રેમાનંદનું હાથે લખેલું કોઇ પણ પુસ્તક હાથ લાગતું નથી. તેના વંશજોએ, નાતીલાઓએ, કે શિષ્યોએ કવિનો આવો ઉત્તમ પ્રસાદ સંગ્રરી રાખ્યો નથી, એ સંતાપજનક છે. હાલ જે શબ્દજોડણીની પંચાત ગુજરાતીમાં પડે છે, તેમાંની થોડી ઘણી પણ પ્રેમાનંદનાં હાથે લખેલાં પુસ્તકની સહાયતાથી દૂર થઇ શકત; કેમકે ઉંચું ભાષાજ્ઞાન ને કવિત્વ શકિત ધરાવનાર કવિયે બનતા સુધી શુદ્ધ લેખન કર્યું હશે, એમાં શક નથી. કવિની ઈબારત અથવા શૈલી " સાધી ને સંક્ષિપ્ત" છે. તેમની કાવ્ય રચના "સરલ, ઘટ તથા કોમળ " છે.

કવિના સમયની અગાઉથી ભાષા ( વ્રજ ) ના કવિયો પિંગળના છંદો પ્રમાણે કવિતા કરતા. એમનું અનુકરણ પ્રેમાનંદના કાલાનુયાયી (Contemporary ) મહા કવિ શામળભટે કર્યું. પ્રેમાનંદે જવલ્લેજ કોઇ છંદ લીધા છે, ત્યાં ફકત તેનો ચાલ વાપરી છે. એમણે ગુજરાતીના ઘણા ખરા કવિયોની પેઠે પોતાની કવિતા દેશીઓમાં કરી છે. પ્રેમાનંદની પૂર્વે દેશીઓ વપરાતી હતી, એમ માલમ પડે છે. કેમકે સોળમા સૈકામાં થઈ ગએલા એક કવિની કવિતા મારા જોવામાં આવી, તે તમામ દેશીઓની અંદરજ છે. આપણા કવિયોએ દેશીઓ, ગરબીઓ, ને પદ વધારે પસંદ કર્યા છે. એમાં છંદ જેટલી સંકડામણ નડતી નથી, અને તે લોકોને ગાવામાં વધારે અનૂકુળ

પડે છે. ગાયનના રાગ રાગણીનું પ્રાકૃત રૂપ દેશીઓ વગેરે છે, એમ મને લાગે છે. એ દેશીઓ હાલ લોકો ગમે તેમ ગાય છે, ને વખતે એવા કઢંગા રાગડા કાઢે છે, કે તેમનો ખરો રાગ કેવો હશે તે વિષે ભ્રાંતિ પડે છે. પ્રેમાનંદ વગેરે જૂના કવિયો એ દેશીઓ કેમ ગાતા હશે, તે જાણવાને કંઇ આધાર નથી.

કવિનાં પુસ્તકો ઉપર ઘણું લખી શકાય એમ છે, પણ તેમનાં ઘણાં ખરાં પુસ્તકો તથા તેમને લગતી વિશેષ હકીકત હાથ લાગ્યા પછી એક જૂદું ચરિત્ર વિસ્તારથી લખી તેમાં પુસ્તકોના ગુણ દોશ બતાવવાનો મારો વિચાર છે.

પ્રેમાનંદની કવિતા વિષે હાલના વિદ્વાનોનું કેવું મત છે, તે જણાવવા સારૂ હું પોતે કંઈ લખું. તે કરતાં કવિ નર્મદાશંકર તથા રા. નવલરામ ઠરેલપણે શું કહે છે, તે થોડુંક જણાવવું વધારે સારૂં છે. કવિ નર્મદાશંકર ચરિત્રને છેડે લખેછે, કે " પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાં હરૂવાં સુખ દુઃખના પ્રતિબિંબ જોઇ જોઈને નિવૃતિ આનંદમાં રહે છે." રા. નવલરામ એથી પણ વિશેષ કહે છેઃ " ધન્ય છે પ્રેમાનંદને કે જેના કાવ્ય સમુદ્રમાં પર્વે પર્વે સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઇને આવે છે, અને શુદ્ધ કોમળ તથા ભકિતમાન થઇને સંસારમાં પાછા પેસે છે." " એનાં ઘણાં ખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતીમાં **પૂજાય છે** એમ કહીએ તો ચાલે."

ખરેખર કવિ પ્રેમાનંદનાં કાવ્ય પૂજાયજ છે. એવો કવિ બીજો કોણ છે, કે જેનાં કાવ્ય આટલા ભાવથી, પૂજ્ય બુદ્ધિથી, ને આનંદથી ઘેર ઘેર ને સમયે સમયે રટાતાં હોય ?

હ૦ દ૦

श्री जगदीश्वराय नमः

# રણયજ્ઞ.



રાગ કેદારો.

શ્રી ગણપતિ શિર નામીરે, સમરૂં સીતા સ્વામીરે;
બહુ નામીરે, નારાયણ, ગુણ વર્ણવુંરે. ૧

## ઢાળ.

વર્ણવું લીલા રઘુપતિની, વિમળ વાલ્મિક વાણી;
ભણે સુણે ભાવે સહિત જે, ધન્ય ધન્ય તે પ્રાણી. ૨
હરિ કથા રસ પ્રેમે ન પીધો, તો દેહ ધર્યો શું કરવા;
[1]આળે જનમ ખોયો અપરાધી, [2]આવ્યો માતનું વિત હરવા. ૩
છે રામનામનો મોટો મહિમા, શંકર [3]સમ્યક જાણે;
[4]તારક મંત્ર તારે ભવ સિંધુ, મહિમા વેદ વખાણે. ૪
[5]તપ તીર્થ યોગ યજ્ઞ જપ, સ્નાન દાન સાધન;
સકળ પદાર્થ રામ નામમાં. [6]સમરો દસરથ તન.
[7]નવ ભક્તિ કહીં વેદ પુરાણે, ધાવા વૈકુંઠ રાય;
[8](તેમાં) શ્રવણ ભક્તિછે સર્વ શિરોમણી.લાભ [9]અલભ્યનો થાય. ૬
[10]ભારદ્વાજ સનકાદિક શંકર, [11]શેષ પરીક્ષિત્‌રાય;
જન્મેજય આદે રસ લીધો, [12]ભક્તિ ભલી સુખદાય. ૭
કળિયુગ માંહે સદા ફળ થાએ, ભક્તિ કરે [13]જે ભાવે;

---

૧ એળે. બંને પ્રતમાં આળે શબ્દછે. ૨ આવ્યો જનુનીનું જોબન-હરવા. પ્ર· ૨ જી પ્ર· ૩જી. ૩ સારી રીતે (અવ્યય છે). ૪ તારનાર. ૫ તપ તીર્થ જગન જાગે જપ; પ્ર· ૨ જી. ૬ સ્મૃ ધાતુ ઉપરથી પ્ર· ૨ જી માં આ ઠેકાણે સમર્થ છે. ૭ નવધા. પ્ર· ૨ જી. ૮ આ શબ્દ બીજી પ્રતમાં નથી. ૯ લાભ અલાભ ના થાય. પ્ર. ૨ જી નફો ફીટાને નુકશાન ન થાય એવો અર્થ આનો તો બેસી શકે. અને ઉપર જે અલભ્યવાળી કડીછે તેનો અર્થ અલભ્ય લાભ થાય. વિશેષણને આ રીતે વિભક્તિ તો કવિતામાંજ લગાડી શકાય. અલભ્યતાનો એમ અર્થ. ૧૦ ભજજે પ્ર· ૨ જી. ૧૧ શુક પ્ર· ૨ જી. ૧૨ શ્રવણ ભક્તિ સુખદાય પ્ર· ૨ જી. ૧૩ જન પ્ર· ૨ જી.

જે જન જાનકી નાથને ધાએ, તે જનુનીને †જાઠર ન આવે. ૮
અઢાર પુરાણે અનંત કથાછે, કવિ વાણીનો વિસ્તાર;
શ્રી ભાગવત ને રામ કથા, એ બે સર્વનું સાર. ૯

## વલણ.

સાર શાસ્ત્ર પુરાણનું, શ્રી ભાગવત રામ ચરિત્ર;
પ્રેમાનંદ પ્રભુ રામ નામે, થાયે દેહ પવિત્ર. ૧૦

---

### કડવું ૧ લું.

રાગ [૧]બાંગ વેરાડી.

શત કોટી રામાયણ લીલા, માંહથી સારગ્રહુ થોડું;
[૨]જુદ્ધ કાંડમાંથી સંક્ષેપે, રણ જગ્ન તે જુક્તે જોડું. ૧
માત પિતાનું વચન પાળવા, રાજ્ય તજ્યું રઘુનાથે;
જટા વધારીને વનમાં [૩]હાલ્યા, લક્ષ્મણ સીતા સાથે. ૨
ગોદાવરી ત્રઠ પંચત્રટીમાં, રહ્યા વાસો અશર્ણ શર્ણું;
લંકાપતિ રાવણે કીધું, સીતાજીનું હર્ણું. ૩
સુગ્રીવ સાથે મૈત્રી કીધી, મળ્યાં વાનર પદ્મ અઢાર;
સમુદ્ર બાંધ્યો રામચંદ્રે, સેના ઉતારી પાર. ૪
અંગદ સાથે વિષ્ટી કા'વી, મળ્યાની વાત ન [૪]બાધી;
રામ કને ફરી અંગદ આવ્યો, કલેશ વારતા વાધી. ૫
[૫]રણસ્થંભ શ્રી રામે રોપ્યો, કરવા દેવનું કાર્ય;
રણ ભૂમીની વેદી કીધી, રામ થયા આચાર્ય. ૬
વિભીષણને દિક્ષિત કીધા, હનુમાન લાવ્યો ઉપહાર!
બાણ રૂપી સરવે હોમ્યો, રાક્ષસનો પરિવાર! ૭
બેતાલીસ કોટી મંત્રી હોમ્યા, કંદ મૂળને ઠામ!
બાણું લાખ દીકરા હોમ્યા, તિલ જવનું લઈ નામ! ૮
મોટા મહિષને સ્થાનક હોમ્યો, કુંભકર્ણ જે રાય;
અજાને સ્થાનક લઇ હોમ્યો, રાજ પુત્ર અતિકાય. ૯

---

† જન્મ મરણનો ફેરોટળે. ૧ રાગ વેરાડી. પ્ર. ૨જી. ૨ પહેલી પ્રતમાં આ બે ચરણ રહી ગયાંછે. ૩ ચાલ્યા. પ્ર. ૨ જી. ૪ બંધ બેઠી નહીં. ૫ અહીંથી સુંદર કલ્પના કવિએ દોડાવીછે. આ રૂપકને અનુસરીનેજ કાવ્યનું નામ રણયજ્ઞ રાખેલું છે.

બત્રીશ લખણો પુરૂષ હોમ્યો, ઈંદ્રજીત મહા ભાગ;
રાવણ શ્રીફળ પુરણાહુતી, મહા પૂરણ કીધો યાગ ૧૦
†ક્રોધ અગ્નિ જાનકી જ્વાળા, પવન લક્ષ્મણ વીર
રણયજ્ઞ શ્રી રામે કીધો, સમુદ્ર પેલી તીર. ૧૧

## વલણ.

સમુદ્ર પેલી તીરરે જઇ, યુદ્ધ કીધું શ્રી રામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રણયજ્ઞ ધરિયું નામરે; ૧૨

---

### કડવું ૨ જું. રાગ સારંગની ચોપાઈ.[૧]

સેના ઉતારી સાગર પાર, છે વાનર યોદ્ધા પદ્મ અઢાર;
સેનાપતિ કીધો નલ કપી, ક્રોધે શરિર રહ્યાં છે તપી. ૧
બોલ્યા વાનર કરી વિનતિ, યુધ આજ્ઞા દીજે રઘુપતિ,
નલ નીલ અંગદ સુગ્રીવ શૂર, તે સંગ્રામ કરવા છે આતુર. ૨
લક્ષ્મણ કહે સુણો શ્રીરંગ, લોહ સાંકળે બાંધ્યા માતંગ.
તેમ તમારી મર્યાદા[૨] સાંકળે, કપિ કુંજર બાંધ્યા છે બળે. ૩
છૂટયા હસ્તિ વન ભાજે જેમ, છૂટયા વાનર લંકા લેશે તેમ,
યુધ આજ્ઞા દીજે રઘુરાય, વિયોગ સીતાજીનો જાય. ૪
સાંભળી લક્ષ્મણનો પ્રતિબોધ, રામચંદ્રજીને દીપ્યો ક્રોધ.
કીધો ધનુષ્ય તણો ટંકાર, તે શબ્દે ઉધડકયો[૩] સંસાર. ૫
ડોલ્યા દિગજ કાંપ્યા દિગપાળ, ખળભળિયાં સાતે પાતાળ,
રાવણનું ડોલ્યું સિંહાસન, ધ્વજા છત્ર થયાં બે પતન. ૬
રાક્ષસીના થયા ગર્ભપાત, દારૂણ [૪]વાયુ રૂધિર વરસાત,
માન શુકન લંકામાં થાય, રોષે ભરાયા શ્રી રઘુરાય. ૭
[૫]પન્નગ પ્રત્યે બોલ્યા શ્રીરામ, ચોપાસે ઘેરો લંકા ગામ.

---

† ક્રોધ રૂપી દેવતા, જાનકી રૂપી જ્વાળા ને લક્ષ્મણ રૂપી પવન.

૧ બીજી પ્રતમાં રાગ સારંગજ લખ્યોછે. ચોપાઈની ચાલમાં ઉતરી શકે ખરો. ૨. મર્યાદા–માઝારૂપી સાંકળ. ૩. એકદમ (ખળભળવું,) ઉધડકી ઉઠીઓ વેગે વૈકુંઠપતિ. મામેરૂં. ક્રિયાપદ રૂપે હાલ વપરાતું નથી. ઉધડ-ઉધડું કંઇ ફેરેલે અર્થે વપરાય છે. ૪. વાયે. ૨ જી પ્ર. ૫ પ્લવંગ (વાનર). પ્ર. ૨ પન્નગ (નાગ) લક્ષ્મણ શેષ નાગનો અવતાર માટે તે પ્રત્યે રામે કહ્યું એમ અર્થ થાય.

વચન રાઘવનાં સાંભળી, [1]ઉતપત્યા વાનર [2]હુકલી. ૮
ચારે [3]પોળ ઘેરી વાંદરે, ચઢી બેઠા કોટને કાંગરે,
સેના રાઘવની [4]ઝોકી, ઉઠાડી રાવણની ચોકી. ૯
પાડયા કાંગરા કોટાકોટ, કૂદે વાનર ને મુકે દોટ,
પુંછ પછાડે વજાડે ગાલ, રૂએ રાક્ષસી બીહે બાળ. ૧૦
જે હાથે ચઢે તેને ત્રાડે, છજાં ઝરૂખાં ત્રોડી પાડે;
તરૂવર બહુ નાખે પાષાણ, લંકામાંહે પડયું ભંગાણ. ૧૧
નાસે લોક કરે ઘુંઆણ, થયું સભામાં રાવણને જાણ;
ઉઠી મંત્રી જોડી બે હસ્ત, રાવણ પ્રત્યે બોલ્યો પ્રહસ્ત. ૧૨
સ્વામી કપિ આવ્યા સમગ્ર, ચોપાસે ઘેર્યું લંકા નગ્ર;
સિંહના ઘર પર આવે શિઆળ, ત્યમ વાનર આવ્યા ભૂપાળ. ૧૩
સાંભળી મંત્રી તણાં વચન, ક્રોધ કરી બોલ્યો રાજન;
કર સેના મારી સાવધાન, ઉતારૂં માનવનું અભિમાન. ૧૪

## [5]વલણ.

માન ઉતારૂં રામ તણું, કરૂં વાનરનો ઘાણરે;
[6]દશસ્કંધ કોપે ચઢયો, પછે ગરગડયાં નિશાનરે. ૧૫

## કડવું ૩ જું. રાગ સામેરી.

રાય રાવણે કવચ પેહેર્યું, શિશ ધર્યા દશ ટોપરે;
કરી [7]વિશે લોચન રાતડાં, રૂદે આણી દારૂણ કોપરે. ૧
જાવા ન પામે જીવતા, ભાઈ વાનર માનવ કાયરે;
બહુ ઢોલ દુદામા ગડગડે, ત્યાં શબ્દ કુતોહલ હોયરે. ૨
જે જે સુભટ લંકાં વિખે, મુખ આગળ નિસરે આજરે;
રાણી જાયા રાક્ષસ વીરનો, મોહોલો લે મહારાજરે. ૩
કો રથ ચડયા કો ગજ ચડયા, કો ઊંટ ઉપર અશવારરે;

૧ ઉપડયા; ઉત્પાત કરવા લાગ્યા. ૨ ટોળે મળી. ૨ જી પ્ર. ૩. પાસે. ૨ જી પ્રત. અહીં શહેરનો દરવાજો એવો પોળનો અર્થ. ૪. હાંકી પ્ર. ૨ ૫ પ્રત ત્રીજીમાં વલણ છેજ નહીં. ૬ સ્કંધ એટલે ખભો થાય. રાવણને તો વીશ ખભા થાય માટે તે દશસ્કંધ કહેવાય નહીં. પ્રત ૩જીમાં દશસ્કંદર છે. કંધર એટલે સં. માં ગરદન થાય છે તેથી દશ ગર્દનવાળો રાવણ એમ અર્થ બેસે. દશકંદરકો મારકે કિયો વિભિષણ જગપતિ (જીવરામ કવિ) એમ વ્રજમાં રાવણનું નામ નીકળે પણછે. ૭ રીસે પ્રત ૨જી.

કો મહિષપર કો ગરધવ ઊપર, [1]સાહી બેઠા હથિયારરે. ૪
કોઇ ઘોડા ઉપર ઘુમતા, [2]ઝુમતા વારૂણી પાનરે;
છે ભ્રકુટી ઉપર મોળીઆં, કો ગૌર ભીનેવાનરે. ૫
નવ મણી કુંડલ લળકતાં, ઢળકતી મુકતા માળરે;
માદળિયાં [3]તોરા નવધરાં, [4]થઇ કલગી ઝાકઝમાળરે. ૬
[5]બાજુબંધ ને પોંચી વીંટિયો, દુગ દુગી સાંકળી સારરે;
કભાય પટકા પાય જામા, ઉપરણી મૂલ અપારરે. ૭
જરકશી વાગા જળહળે, [6]શું અર્ક કીર્ણ સમાનરે;
કેશરી વાગે શોભતા, છે [7]યૌવનનાં અભિમાનરે. ૮
કર ધનુષ ભાથા ભીડિયા, કટારી તલવારરે;
[8]સાંગ ભાલા શૂલ ફરશી, પરિઘ વાંકી ધારરે. ૯
ગદા ગુરજ ને મુશળ મુગદળ. ભુંગળ ને ભીંડમાળરે;
નાગ પાસ ને વરૂણ પાસ ધર્યા. ચક્ર ગદા વિક્રાળરે. ૧૦
બાખર બખ્તર ટોપ ટાટર, [9]ફરસીને શૂળ પાણરે;
અંગરખી ને જીવ રખી એ. શોભે પરમ નિધાનરે. ૧૧
સુર સેનાને લજાવે એવો, સ્વરૂપ સાગર શૂરરે;
એ રૂપવંત વિખાણીઆ, હવે કહું રાક્ષસ ક્રૂરરે. ૧૨
મહિષ મેંઢા ઊંટ ઉપરે, જે થયા છે અશ્વારરે;
તે કાળા ક્રૂર બિહામણા, લોહડંડનાં હથિયારરે. ૧૩
શ્વાનમુખા કો ખરમુખા, પિશાચમુખા પાપિષ્ટરે;
લંબગ્રીવા કો લંબકર્ણા, જેને જોઇ ઉપજે રિષ્ટરે. ૧૪
લંબ અધરા દીર્ઘ દંતા, છે ત્રીશીરા બળવંતરે;
[10]સામવર્ણા કો રકતવર્ણા, બાહુક ઉંચા અનંતરે. ૧૫
બિડાલા પીડાલા પાપી, અધર્મીનો નહિ પારરે;
હાથ માંહે જે શબ ગ્રહ્યાંછે, તે ચાલે કરતા અહારરે. ૧૬

---

૧. સજી પ્રત. ૩.૨ તે હીંડે હારો હારરે. પ્રત,૨. કદાશ ઝુમતાઈ૦ નો અર્થ ન સમજાયાથી લખનારે ફેરવ્યું હશે, પણ તેથી કવિતાનો સંબંધ તૂટી ગયોછે. વારૂણી (દારૂ) નું પાન કરવાથી ઝુમતા હતા. ૩ તોરા નવધરાં તે ઠેકાણે શોભે ઘણાં. ૨ જી પ્ર. ૪ ને દીસે ઝાક ઝમાળરે. પ્ર. ૨. ૫ બાજુબંધ. પોંચી, વેઢ, વીંટિયો. પ્ર. ૨. ૬ સુરજ કીર્ણ સમાનરે પ્રત ૨. ૭ જોબન પ્ર.૨. ૮ ભાલા ત્રીશુલ ફરશી પ્રત ૨. ૯ સના સુરા પાનરે પ્ર. ૩. ૧૦ સામનેણી કરે વેણી, બહુ ઉંચા અનંતરે પ્રત ૨.

રૂધીર ગળતાં ચર્મ પેહેર્યા, કંઠ આંતરડાંની માલરે;
જીભ સળકે સર્પ સરખી, વદન છે વિકાળરે. ૧૭
શત કોટી રાક્ષસ ભયાનક, યુધે તત્પર થાયરે;
મુખ આગળ સેના શોભતી, જોઇ રીઝયો રાવણ રાયરે. ૧૮

## વલણ.

રીઝયો રાવણરાય જોઈ, કટક પોતા તણુંરે;
કોણ સુભટ રાયને નમે, નામ તેનાં વર્ણુંરે. ૧૯

### કડવું ૪ થું. રાગ મેવાડો.

કોણ કોણ સેનાના નાયક, નમે રાયને પાયજી;
નામ તે સર્વે રાજકુંવરનાં, પ્રહસ્ત કે'તો જાયજી. ૧
આધ દેવ તણો જીતનારો, દેવાંતક એવું નામજી;
નરાંતક બંધવ સંગાથે, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૨
સકળ શાસ્ત્ર વિધાનો પાઠી, શુકસારણ એવું નામજી;
ત્રણ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૩
જેણે વરૂણ બાંધીને આણ્યો, પ્રધસ્વ મંત્રી નામજી;
[1]શત કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૪
સપ્ત સમુદ્ર જીતી વશ કીધા, [2]મહોદર એવું નામજી;
[3]ત્રીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૫
જેણે બ્રહ્મલોક જીતી વશ કીધા, [4]બ્રહ્મકોપ એવું નામજી;
છત્રશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૬
જેણે નવકુળ નાગ બાંધીને આણ્યા, મણિભદ્ર એવું નામજી.
ચોવિશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૭
જેણે તીર્થ માત્ર પૃથ્વીનાં ભાજ્યાં, સર્વદમન એવું નામજી;
પંચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૮
જેણે યજ્ઞ ભાગ દેવતાના ટાળ્યા, યજ્ઞકોપ એવું નામજી;
શત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૯
જેણે ગણપતિ બાંધાને આણ્યા, [5]વકરાક્ષસ એવું નામજી;

---

૧ પંચાશ કોટી પ્રત ૧. સાઠ કોટી પ્રત ૩. ૨ મહાદેવ પ્રત ૩. ૩ વીશ કોટી પ્રત ૨. ૪ બ્રહ્મ કોપણ પ્રત ૩. ૫ પણ એ નામનો રાક્ષસ આગળ આવેછે.

પચીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૧૦
જેણે ગાંધર્વ ને [1]જક્ષ કિન્નર જીત્યા, છે [2]વિદ્યુન્માલી નામજી;
ત્રણ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૧
યુગ્મ યુગ્મ લોચન છે જેને, [3]યૂપાક્ષ એવું નામજી;
[4]પચાશ કોટી યોદ્ધાનો સ્વામી કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૨
વાંકી દ્રષ્ટ ભયાનક ભાળે, વિકટાક્ષ એવું નામજી;
એક [5]પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૩
કુંભકરણ રાજાના સુત બે, કુંભ નિકુંભ એવું નામજી;
સોળ પદ્મ યોદ્ધાના સ્વામી, કરેછે ડંડ પ્રણામ રાણાજી. ૧૪
મંદોદરી સુત કંદર્પ કોટી, અતિકાય એવું નામજી;
વીશ [6]પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૫
સુમાલીના સુત બે કંપન, અતિકંપન એવું નામજી,
જમ રાજા જેણે બાંધીને આણ્યો, કરે છે ડંડપ્રણામ રાણાજી. ૧૬
નવગ્રહ જેણે જીતીને આણ્યા, મકરાક્ષ એવું નામજી,
સોળપદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૭
માતુલ બેઉ તમારા સ્વામી, મહાપાશ સુપાશ એવું નામજી;
ત્રીશ[7] પદ્મ યોદ્ધાના સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૮
મકરકેતુ ને ચંદ્રકેતુ, સુલોચન એવું નામજી,
અતિબળ મહાબળ કહિએ, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૧૯
વજ્રનાભો સુનાભી દશ[8] એ, આદે બીજાં નામજી,
શત લાખ જમાઇ તમારા, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૨૦
ઇંદ્રરાય જેણે રણમાં જીત્યા, ઇંદ્રજીત એવું નામજી,
પાટોધર પુત્ર તમારો, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૨૧
ઇંદ્રજીત પૂઠે ઉભા છે, રાજકુંવર બહુ નામજી,
બાણુ લાખ પુત્ર તમારા, કરે છે ડંડ પ્રણામ રાણાજી. ૨૨
લક્ષ કોટી રાક્ષસી દાસી, કરી જાણે ઘોર સંગ્રામજી.

---

૧ જક્ષને ઠેકાણે અપ્સરા બીજી ને ત્રીજી પ્રતમાં છે. ૨ વિરૂપાષણ પ્રત ૧. ૩ ઉગાક્ષ પ્રત ૩. ૪ ચાર પદ્મ પ્રત ૧. ૫ એક સહસ્ર પ્રત ૨. પ્ર. ૫ને પ્ર. ૬ માં વિકટાક્ષ છે. ૬ કોટી પ્રત ૧. ૭ તેરે વીશ પ્રત ૨. ૮ એ જાણીતાં-ઉઘાડાં ને એ વગર બીજાં (ઘણાં) નામ. "૨ કહીએ," "વળી" એવું બીજી પ્રતોમાં એ ઠેકાણે લખેલું છે.

તે નર વાનર ખાવા તત્પર, લીજે તેના પ્રણામ રાણાજી. ૨૩

## વલણ.

પ્રણામ લીધા સૌ સૂરના, રીઝયો રાવણ રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે વાહન શોભાયરે. ૨૪

---

### કડવું ૫ મું. રાગ સામગ્રી.

પ્રબળ દળ જોઈ રીઝયો રાયજી, ગર્વે ઘેલડો હર્ષ ન માયજી,
તેડયો મશાણી મહોદર નામજી, તતક્ષણ આવી કીધો પ્રણામજી. ૧

## ઢાળ.

પ્રણામ કરીને કામ માગ્યું, કંઈ આજ્ઞા સ્વામીન;
વાહનપતિને કહે રાવણ, વે'ચી આપો [૧]વાહન. ૨
મહોદરને કહે રાવણ, જાઓ જુઓ ઘોડાર.
બાંધ્યા ચરે છે અશ્વ મારા, તે આજ કાઢો બા'ર. ૩
વચન સાંભળી રાયનાં, તોખાર તત્પર થાય,
મુખ આગળ [૨]હયની હાર લાગી, રાવણ જોતો જાય. ૪
ચપળ ચર્ણા હંસવર્ણા, પંચવર્ણા જાત,
ઉડણ અરબી ને [૩]અડાણા, અબલખ પટોળા ભાત. ૫
કલંકી કોરંગ ઘણા કાળા, કાબરા ને કુમેદ,
[૪]આભ ઉડણ ને પંખાળા, ખગને પમાડે ખેદ. ૬
વાનરિયા વિક્રાળ વાજી, વિજળિયા વૈતાળ,
પાખરિયા પનંગા પોપટા, [૫]વાયણ પરમ શોભાળ. ૭
માતંગા મોતીસરા, માણક મોઘા મૂલ્ય,
યશવંત દશાવંત વાજી, વાયુવેગા અતુલ્ય. ૮
પિરોઝા પીલા પદારથ† પાણીપંથા જાત પતંગ,
ઉજ્વળ [૬]આબુ સોરઠીઆ, રંગિત લીલા રંગ. ૯
ગંગાજળિયા ગોરટા, ભુખરા યુદ્ધ અભંગ;

---

૧ ગજ વાહન પ્રત ૨. ૨ તે નીસરે. પ્ર. ૨. ૩ ઉજાણા પ્ર. ૨
૪ આંબુ ઉડગણ પંખાળા પ્ર. ૩. ૫ વીઆણા પ્ર. ૨. † હિરા જેવા મુલ્યવાન ઘોડા એમ અર્થ લેવાય. એક પ્રતમાં એ ઠેકાણે "પદારથ" છે.
૬ અંબુ પ્રત ૩.

મહિષામુખા મુલતાનિયા,[1]વાંકડા તરલ તુરંગ. ૧૦
તેજી કચ્છી ઘુમતાછે, ઘુટણે ઘુઘરમાળ,
[2]કેશરી બંકા ચિત્ર લંકા, હરણપે દે ફાળ. ૧૧
નારંગવર્ણા હેમવર્ણા, કેશરી કુમેદ [3]નેપાર;
કપોત જાતી કબુતરા, હીંડે હારોહાર. ૧૨
મરેઠા તિલંગા તેજી, ગુર્જરિયા ગુણવંત.
લોચન ચળકે અણીઆળાં, ડુંગરા સમ બળવંત. ૧૩
ખંધારના ગાંધારના, સિંધુ દેશના શ્રીકાર,
પંખાળના પંચાળના, મદ્રદેશના ઝુંઝાર. ૧૪
રીંછ જાતી વિંછિયા, કો વજ્રદંતા વિકાળ,[4]
જાય અરિદળમાં સોંસરા, જેની વેદ પૂરે સાક્ષ! ૧૫
પિશાચમુખા ગર્ધવમુખા, ત્રિનેત્ર અગ્નીવર્ણ,
ઉચ્ચૈઃશ્રવાની જાતિનાછે, ઉભા સુંદર કર્ણ. ૧૬
મનવેગી પવનવેગી, ગુણ [5]રૂડા જાતિ જોર,
ચમકતા ચાલે ચક્રવર્તી, દોડવા કરે સો'ર. ૧૭
મો'હોરડા મખિયારડાં, માણેક જડયાં બહુ મુલ્ય,
મોતી[6] ઝાલર લે'કયા કરે, જરકશી ઉપર ઝૂલ. ૧૮
કેશવાળી ફુમતે ગુંથી, હીર દોરા લેહેકે,
હાર તોરા લચમકે, ચુઆ ચંદન બેહેકે. ૧૯
કટાવ[7] કલકી ઘુંઘટ ઉપર, પીંછ ફરહર થાય,
ઝવેર જડિયાં ઝિણાં વાંસે, તિમિર તેજે જાય. ૨૦

## વલણ.

જાય તિમિર તેજ નંગથી, એવા અશ્વ કોટી અપારરે;
પુત્ર [8]ભત્રિજ દોહિત્રને, રાય વેંચી આપે તુખારરે. ૨૧

---

૧ માંકડા વાંકડા તરલ તુરંગ પ્રત ૩. માંકડા કાકડા ને તરલ તુરંગ પ્રત ૨. ૨ કેશરી લંકા ચિત્ર લંકા પ્રત ૩. ચિત્ર એટલે ચિત્રો અથવા ચિત્તો. ૩ અર્થ બેસતો નથી. નિસ્પાર (બેહદ) નો અપભ્રષ્ટ નેપાર થાય અથવા અપાર તે ઠેકાણે હસ્તદોષથી નેપાર લખાયો હોય. ૪ પ્રાસ મળતો નથી; એક પ્રતમાં વિકરાક્ષછે, તે વક્રાક્ષ (વાંકી આંખવાળા) ના અર્થમાં હોય. ૫ ગરૂડ જાતિ પ્ર. ૨. ૬ મોતી ઝાલર પગ લગે, ને ઓઢી જરકશી ઝૂલ પ્ર. ૩. ૭ કોટ વાંકા ને કલંગી ઘુંઘટ ઉપર પ્રત ૩. ૮ મિત્ર પ્રત ૩.

### કડવું ૬ ઠું. રાગ મેઘમલાર.

પ્રહસ્ત પ્રત્યે રાવણ બોલ્યો, કરી મોટું મન, મંત્રી;
હું કહું તેને આપો વહેંચી, રથ હસ્તી વાહન, મંત્રી. ૧
વજ્ર થકી જે અશ્વ ઉપન્યા, ઈંદ્રે આપ્યા જેહ, મંત્રી;
પાંચશે ઘોડા લઇને આપો, ઇંદ્રજીતને તેહ, મંત્રી. ૨
[૧]મહિષ મુખા તુરી સાત સહસ્ત્ર, ભેટ કીધા જમરાય, મંત્રી;
તે ઘોડા અતિકાયને આપો. અકાળ મૃત્યુ ન થાય, મંત્રી. ૩
ગાંધર્વ જાતિના વિશ્વકર્માએ, આપ્યા સોળ હજાર, મંત્રી;
તે કુંભકર્ણ ઘેર મોકલો, વહે અયુત મણ ભાર, મંત્રી. ૪
બે કોટી ઘોડા બળિરાજાના, ચાલે માયાની ચાલ, મંત્રી;
અંતરધ્યાનનો વિદ્યા જાણે, તે જમાઇઓને આલ, મંત્રી. ૫
પાંચ કોટી જે પાણી પંથા, વરૂણવાળા વીર, મંત્રી;
તે મોકલી દો દાસ સંગાથે, દોહિત્રને મંદોર, મંત્રી. ૬
આઠ કોટિ અગ્નીના આપ્યા, ન દાઝે પાવકમાંય, મંત્રી;
[૨]તે બાણુ લાખને વહેંચી આપો, જુદ્ધે સંગ લૈ જાય, મંત્રી. ૭
નવ કોટી નવ [૩]નાગે આપ્યા, મૂકે વિષની જ્વાળ, મંત્રી;
તે ભાણેજોને વહેંચી આપો, [૪]નર વાનરના કાળ, મંત્રી. ૮
સમુદ્રના આપ્યા સપ્ત કોટી, જોતાં જળરૂપ થાય, મંત્રી;
તે સૌ પુત્રના પુત્રને આપો, [૫]લાડવાયા યુદ્ધે જાય, મંત્રી. ૯
ત્રણ કોટી હીમાચળવાળા, મેરૂ વાળા કોટિ તેર, મંત્રી;
[૬]એક કોટી ઝવેર ઝરેછે, કરી ગયા ભેટ કુબેર, મંત્રી. ૧૦
બાર કોટી મયદાનવ વાળા, જે માયાવી અપાર, મંત્રી;
ત્રીશ કોટિ બ્રહ્માએ આપ્યા, જે કરે પવનનો આ'ર, મંત્રી. ૧૧
[૭]પંચાશ કોટિ સૂરજના આપ્યા, તેજ તણો ભંડાર, મંત્રી;
બેતાળીશ કોટિ મંત્રીને આપો, બે બે વે'ચી તુખાર, મંત્રી. ૧૨

---

૧ મહિષ મુખા જે સાતસે. પ્રત ૩. ૨ તે બાણુલાખ પુત્રને આપો, વહેંચી જુધ્ધે જાય મંત્રી પ્રત ૨. આમાં આપોની પછી બીજી ટુકમાં વહેંચી આવે છે અને ઉપલી કડીમાં પુત્રનો અધ્યાહાર રહે છે. ૩ નવકુલ પ્રત ૨. ૪ જે વાંદર દળના કાળ પ્રત ૨. ૫ લાડકવાયા પ્રત ૨. ૬ તેમાં કોટી એક હેમઝરેછે પ્રત ૨. અહીં હેમનો અર્થ સોનું. ઉપલી કડીમાં તેને બદલે ઝવેર છે. કુબેર ભંડારીને ત્યાંતો સોનાની ને રત્નની વાતજ હોય. ૭ પંચવિશ કોટિ જે સૂર્યના પ્રત ૩.

[1]ચૌદ સહસ્ત્ર અગ્નીના આપ્યા કરે અગ્નીમાંય પ્રવેશ, મંત્રી;
તે કુંભકર્ણના સુતને આપો, બોલ્યા રાય લંકેશ, મંત્રી. ૧૩
એક લક્ષ ગણપતિના આપ્યા, જેથી પહોંચે અભિલાખ, મંત્રી;
દીવીદાર આશા રાખે છે, વે'ચી આપો લાખ, મંત્રી ૧૪
[2]ચાર સહસ્ત્ર ચંદ્રાવળી વાજી, તાપ દીઠે જાય, મંત્રી;
મારા રથને તે જોડાવો, બોલ્યા રાવણરાય. મંત્રી. ૧૫
મનુષ્યરાજા જે પૃથ્વીના, જીત્યા રાજકુમાર, મંત્રી;
સાત કોટી જે સપ્તદ્વીપના, આપો સેવકને તુખાર, મંત્રી. ૧૬
મહાદેવે પંચ લક્ષ મોકલ્યા, નંદી લાવ્યો, કાલ;
યોગીના મુને ઘટે નહીં તે, દદામીને આલ, મંત્રી. ૧૭
વાયુના આપ્યા વાયુ વેગી, [3]ઉડી જાણે આકાશ, મંત્રી;
તે બ્રાહ્મણને સૌ વે'ચી આપો, છે સહસ્ત્ર પંચાશ, મંત્રી. ૧૮
ત્રણ લાખ સાંઢ પવન વેગી, ઘડિયે શત જોજન જાય, મંત્રી;
તે રાક્ષસીઓને વેંચી આપો, જે જુદ્ધ કરે રણમાંય, મંત્રી. ૧૯
પ્રાગજોતિક દેશ તણા જે, સોળ સહસ્ત્ર માતંગ, મંત્રી;
મગધ દેશના એક લક્ષ છે, ગિરિવર સરખાં અંગ, મંત્રી, ૨૦
સિંગલ દ્વીપના સાત લક્ષ છે, તેને સજાવો શણગાર, મંત્રી;
નેજાં નગારાં ઢોલ ચઢાવો; સુંઢે બાંધો હથિયાર, મંત્રી. ૨૧
ભદ્ર જાતિના ખાસ હસ્તી, ઐરાવત કુળના જેહ, મંત્રી;
વીશ સહસ્ત્ર હારમાં ચાલે છે, ઉજ્વળ જેની દેહ, મંત્રી. ૨૨
દશ લક્ષ રથ વિશ્વકર્માના, [4]અશ્વ જોતર્યા ચાર, મંત્રી;
[5]અંગરખા સેવકને આપો, આયુધ સહિત શૃંગાર, મંત્રી. ૨૩
બીજા રથ મહારથીને આપો, અતિરથને માતંગ, મંત્રી;
ધ્વજા કળશ અંકુશ અંબાડી, ધમકે ઘંટા ચંગ, મંત્રી. ૨૪

## વલણ.

ચંગ મૃદંગ વાજીત્ર વાજે, વિરાજે રાક્ષસ રાયરે;

---

૧ આ ઠેકાણે પુનરૂક્તિ જેવું થાયછે કારણ ૭ મી કડીમાં અગ્નિના આપ્યા આવી ગયા છે. ૨ ચાર સહસ્ત્ર ચંદ્રમા વાળા, પરિતાપ દીઠે જાય પ્રત ૨. ૩ જે ઉડે જઈ આકાશ. પ્રત ૨ ૪ દરેક ચાર ઘોડા જોડેલા એવા દશ લાખ રથ. ૫ અંગનું રક્ષણ કરનારા સેવક ( Body guard ) ને તે (રથ) તથા હથિયાર સાથે આભુષણ આપો.

ભટ પ્રેમાનંદ કહે કથા, [1]કમ સેના યુદ્ધે જાયરે. ૨૫

## કડવું ૭ મું.

### [2]દુહો.

રાક્ષસ કટક સૌ સજ થયું, વળ્યા નિશાને ધાયરે;
બોલ્યાં રાણી મંદોદરી, કરી વિનતી રાવણ રાયરે. ૧

### રાગ મેવાડો.

આજનો દા'ડો લાગે ધુંધળો, દીસે ઝાંખો દિનકર દેવ, હોરાણાજી;
ત્રિભુવન નાથ ના દુભીએ, જેની બ્રહ્મા શંકર કરે સેવ, હોરાણાજી. આજનો. ૧
દિશા ચારે દીસે ધુંધળી, કાંઈ શુકન માઠેરા થાય, હોરાણાજી;
કાંઈ ફાલુ બોલેરે બિહામણી, રૂએ વાયસ સ્વાનને ગાય, હોરાણાજી. આજનો.૨
ગઇ રાતે સ્વપ્ન મેં પામિયું, દીઠું દારૂણ કહ્યું કયમ જાય, હોરાણાજી;
સમુદ્ર સુકા રૂધિર સરિતા ભરી, લંકામાં લાગીછે લાય, હોરાણાજી. આજનો.૩
લાખ લાખ રાણી તમારડી, બીજો વહુ બેટીનો સાથ, હોરાણાજી;
કેશ વિના દિઠી મુસ્તક બોડલાં, ચુડલા વિના દીઠા હાથ, હોરાણાજી. આજનો.૪
રાણા તમે કાળાં પટકુળ પે'રિયાં, કંઠે કરેણાના હાર, હોરાણાજી;
દક્ષણ દિશાએ તમે સંચર્યા, ઉંટ ઉપર થઇ અશ્વાર, હોરાણાજી. આજનો. ૫
રામજી પાધરે નવગ્રહ પાધરા, રામજી વાંકે વાંકો સંસાર, હોરાણાજી;
પાધરો વિભિષણ જો તે વાંકો થયો, આજ ગઇ તમારી સહુવા'ર, હોરાણાજી.આ.૬
થયા વાંકા તેત્રીશ કોટિ દેવતા, લીધા વાનરના અવતાર, હોરાણાજી;
વાંકો વાંકો લક્ષ્મણ કોપીયો, છે [3]ધરાધર બળભંડાર, હોરણાજી આજનો.૭
વાંકો વાંકો રઘુપતિ આવિયો, તોળ્યું ત્ર્યંબક તરણા સમાન, હોરાણાજી;
ઘણો વાંકોરે મરીચિ મારિયો, ફરશુ રામનું ઉતાર્યું [4]માન, હોરાણાજી. આજનો.૮

---

૧ વડોદરામાં ને તેની આસપાસના પ્રદેશમાં કેમ ને બદલે કમ બોલેછે. સંસ્કૃત કિમ્ શબ્દથી કેમ કયમ ને કમ એવાં ત્રણ રૂપ સધાય, અને તેથી ત્રણે શુદ્ધ ગણાય. વળી તે ત્રણે જુદે જુદે સ્થળે વપરાય પણ છે. સુરતનું કેમ, વડોદરાનું કમ, ને ચરોતરનું કયમ. ભીલ વગેરે લોકો કિમ્ વાપરેછે તે કેવળ શુદ્ધ છતાં અશુદ્ધ કે ગામડીઊં ગણાય છે! ૨ કડવાની શરૂઆતે દુહો અહીં પ્રથમજ જોવામાં આવે છે. વળી બંને ચરણની પુઠે રે ઉમેરવાથી દુહાનું રૂપ રહેતું નથી. ૩ પૃથ્વીને ધારણ કરનાર શેષનાગનો અવતાર માટે. ૪ અભિમાન પ્રત. ૨. ૩.

વાંકા વાંકા સમ તાડ વેધિયા, માર્યો વાંકો વાનર [1]વાલ, હોરાણાજી;
વાંકો નેબાંધ્યોરે સમુદ્ર રામે, તમો બાંધો [2]રસ્તા પે'લી પાળ, હોરાણાજી. આ.૯
વાંકોરે અંગદ આંહાં આવિયો, [3]ક્રોધી બળબુધનો ધામ, હોરાણાજી;
વાંકો વાંકોરે હનુમંત હાથિયો, લટકે લગાડયું લંકા ગામ, હોરાણાજી. આજનો.૧૦
વાંકું છત્ર તમારૂં છેદીઉં, વાંકાં છે રામજીનાં બાણ, હોરાણાજી;
વાંકી મૂછો રાણા ન મરોડીએ, નવ કીજે પોતાનાં વિખાણ, હોરાણાજી. આ. ૧૧
[4]વાંકી વેળારે વા'લુ કો નથી, સૌ સુખ સમે સાથી થાય, હોરાણાજી.
હઠ મૂકીને આપો જાનકી, નમો જઈ રામજીને પાય, હોરાણાજી. આજનો. ૧૨

## વલણ.

પાય લાગો શ્રી રામજીને, આવ્યું મૃત્યુ [5]પાછું જાયરે;
વચન સુણી સતિ નારનું, શું બોલ્યો રાવણ રાયરે. ૧૩

---

### કડવું ૮ મું રાગ વસંત.

કયમ નમું હું નર વાનરને; [6]લાજે મેઘાડંબર છત્ર,
[7](મેં) દેવ દાનવ જક્ષ કિન્નર જીત્યા. શું કરશે નરવાનર. કયમ. ૧
પાવક પાક [8]નિપાવે મારે, પવન [9]બહારે દ્વાર;
જળ [10]ઝોલો ગણપતિ લઇ ચાલે. રવિચંદ્ર [11]દીવીદાર. કયમ. ૨

---

૧ વાળી પ્ર. ૨ પ્રાસ મેળવવાને વાલ લીધો જણાય છે. કદાશ તે લેખકે કર્યું હશે, કેમકે કવિ પ્રેમાનંદે પ્રાસને માટે આવી રીતે શબ્દ તોડયા હોય એવું થોડું જોવામાં આવેછે. ૨ "પાણી પેહેલી પાળ"ને ઠેકાણે. ૩ ક્રોધ કરીને બળને બુદ્ધિનું સ્થાન જે અંગદ. ૪ વાંકુ(વક્ર) શબ્દની પુનરૂક્તિ કંઇ જૂદે જૂદે અર્થે શોભેછે. બાંકો, ટેડો, વાંકો એમાં મૂળ અર્થ વાંકા—આડાનો છતાં તેમાં હઠીલાઇ-આડાઈ-ધાર્યું કરવાનો અર્થ ભળ્યોછે. ૫ આવ્યું મૃત્યુ ફરી ન જાયરે. પ્રત ૩. મોત આવ્યું પાછું વળનાર નથી, માટે રામજીને પગે લાગો. એના કરતાં ઉપરની કડી વધારે સારી છે, કેમકે આવેલું મોત પાછું કાઢવું હોય તો રામજીને પાયે લાગો એવો તેનો અર્થ થાયછે. ૬ લાજે છત્ર મેઘાડંબર પ્રત ૩. આ પ્રમાણે લખતાં પ્રાસ મળી શકેછે, પણ રાગ ગાવામાં તેથી અડચણ પડે છે, માટે પ્રત બીજી પ્રમાણે શબ્દ ઉલટાવ્યાછે. ૭ વધારે પડેછે. ૮ નીપજાવે, બનાવે. ૯ બોહોરવું-વાળવું. વડોદરામાં બહારવું વપરાય છે. ૧૦ પાણીનું વાસણ ભીના કપડાની ઝોળીમાં લઇ રાજા ઠાકોરો સાથે તેમના ખવાસ જાયછે તેમ. ૧૧ બત્તિ કરનારા-સમાઇવાળા-ફરાસ-મશાલચી.

બારે મેઘ ભરે ઘેર પાણી, [1]સ્તવે બંધી ચાર;
નારદ સરસ્વતિ નાચે નટવર, [2]જેર કીધો સંસાર. કયમ. ૩
છડીદાર જમ રાજા પોતે, [3]વિધિ ભણે આશિરવચન;
વાર તિથિ બૃહસ્પતિ કહીં જાએ, કુબેર સાચવે ધન. કયમ. ૪
ઇંદ્ર સમુદ્ર મહારૂદ્ર વશ કીધા, ત્રિભુવન મારૂં નામ;
કુંભકર્ણ સરખા બાંધવા મારે, કોણ માત્ર લક્ષ્મણ રામ! કયમ. ૫
એમ કહી રાણી સમજાવી, રાયે વધાર્યો વિરોધ;
ઘણા યોદ્ધ પડયા રણ માંહે, થયું દારૂણ યુદ્ધ. ક્યમ. ૬
[4]પાંચ કોટી [5]મંત્રી મુઆ, બહુ પુત્ર પામ્યા મર્ણ;
પછે રાવણને ચિંતા થઈ, જઈ જગાડું કુંભકર્ણ. કયમ. ૭

---

### કડવું ૯ મું રાગ કાલેરો.

જાગો ભાઇ ભીડ પડીછે, કરે વિનતિ રાવણ રાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સા'ય. જાગો. ૧
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યોછે મર્ણ ! જાગો. ૨
જળ છાંટે નવ જાગે જોદ્ધા, તાપણાં કીધાં ચોફેર;
રૂદે ઉપર શિલા પડ મૂકયાં, કાનમાં ફૂંકે મદન ભેર. જાગો. ૩
કપાળ ઉપર [6]દુંદભી વાજે, શર્ણાઈ નફેરી[7] ઢોલ;
[8]કો મેઘ સ્વરે સાદ કરે પણ, રાણો ન આપે બોલ. જાગો. ૪
સુંઠ મરી નાસિકામાં ફૂંકયાં, અજા ચલાવ્યાં નાસા માંય!
પાછો શ્વાસ મૂકે નિદ્રા માંહે, [9]અજામીઢ ઉડયાં જાય! જાગો. ૫
રૂદયા ઉપર અશ્વ દોડાવ્યા. વઢાવ્યા મહિષ માતંગ!
કુંભકર્ણ સૂતો નવ જાગે, [10]સાણસે ત્રોડાવ્યું અંગ! જાગો. ૬
નાના ઔષધ અંજન કીધાં, પછાડયો [11]ઉચળીવાર બે ચાર!

---

૧ અહીં ચાર બંધીવાન તે વેદને કહ્યા હશે. ૨ પરાજય પ્રત ૩. ૩ બ્રહ્મા. ૪ પંચાશ કોટી પ્રત ૨. ૫ પ્રત ૨–૩ માં મીત્રી શબ્દછે. કદાશ મિત્ર અર્થે પણ હોય. ૬ દદામા પ્ર. ૨ ૭ અહીં કાંશી શબ્દ પ્રત ૩ માં વધારેછે. ૮ કોટો મેઘ શબ્દ હોકારે. પ્ર. ૨. ૯ મીઢ–મેઢાં. બીજી પ્રતમાં અજા પરોડાંછે. પરોડાં એટલે પરાં–દૂર. ૧૦ સાણસે ચુંટાવે. પ્રત. ૨ ૧૧ ઉચકીને. કોઈ કોઈ વાર પ્રેમાનંદની કવિતામાં મરેઠી શબ્દની ઝાંખી

પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ધુંટણિયાંનો પ્રહાર! જાગો. ૭
[૧]વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકા રાય.
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ મારગે નિસરી જાય!! જાગો. ૮
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય,
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગો પાય. જાગો. ૯
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વા'લા શંકર ભગવાન,
જાગશે સ્વામી મુહુર્ત માત્રમાં, યુક્તે કરાવો સંગિત ગાન. જાગો. ૧૦
ભક્ષ ભોજન કરાવી રાખો, નહિંતો કરશે સૌનો અહાર,
રાવણે મદ માંસ અણાવ્યાં, [૨]અંન તણો કીધો અંબાર. જાગો. ૧૧
અવછરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજીંત્ર.
કુંભકર્ણ ડોલ્યો જયમ મણિધર, સાંભળતાં ગોવિંદ ચરિત્ર. જાગો. ૧૨
ઉઠીને સર્વે અંન [૩]આરોગ્યાં, પૂછો પછે [૪]સમાચાર.
[૫]મુને કાચી નિદ્રાએ કેમ જગાડયો, શા વાનરના થાય હોકાર. જાગો. ૧૩
રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે [૬]દુભવ્યા શ્રી રામ.
[૭]અગત્યના કામ માટે ઉઠાડયો; તું વિના કોણ કરે સંગ્રામ. જાગો. ૧૪

## વલણ.

[૧૦] સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપિ પમાડો મર્ણરે,
એ વચન સાંભળી વીરનાં, પછે શું બોલ્યો કુંભકર્ણરે. ૧૫

---

થાય છે તે તેમના નંદરબારમાં ઘણી મુદતના નિવાસને લીધે હશે. કેમકે વડોદરામાં દક્ષણી રાજ્યની સ્થાપના એમના પાછલા વખતમાં થવાથી વડોદરામાં મરેઠીનું બળ સંભવતું નથી. હાલતો ઉચલવું વડોદરા તરફ વપરાયછે. ૧ નાકમાંસાપ ચલાવ્યા ને વાયુ બંધ કર્યો. એટલે કપાળ સુધી ગએલા સાપ ત્યાં (વાયુ વિના) અકળાયા એટલે તેઓ કાનને રસ્તે નીકળી જવા લાગ્યા. પ્રેમાનંદની કલ્પના વિચિત્રછે. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ એ કહેવત તે એનેજ છાજે ! ૨ અનંત કીધા અંબાર પ્રત ૨. ૩ પ્રત ૩ માં ખાધુંછે.જૂદી જૂદી જાતનાં અન્ન ગણી બહુ વચનમાં લેઇ-શકાય. ૪ હાલ સમાચાર બહુ વચનમાં વપરાયછે, પણ પ્રેમાનંદના વખતમાં તે એક વચને ચાલતો હશે. વળી સમાચાર એક પ્રાંછજો એમ તો કાગળ પત્રે પણ ચાલેછે. ૫ હું કાચી નિદ્રે શીદ જગાડયો પ્રત. ૩ સ્થાનિક શીદ શબ્દની ઝાંખી પ્રેમાનંદની કાવ્યમાં પેહેલીજ થાય છે. ૬ દુભાણા પ્રત ૨. ૭ દરેક પ્રતમાં અગત્ય કામછે. અગત્ય વિશેષણ સંભવતું નથી તેમ માત્રા ખૂટેછે માટે 'ના' ઊમેર્યો છે. ૧૦ સંગ્રામ કરો જઇ રામ સાથે. પ્રત ૨. આ કડી વધારે સારીછે કેમકે રાવણને મોઢેથી શ્રીરામ શબ્દ નીકળે નહીં.

## કડવું ૧૦ મું. રાગ પરજીઓ.

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, [1]ધુણી પોતાનું શીશ,
  ઘર ઘાલ્યું ભાઇ ઘેલડા, તેં [2]દુભવ્યા શ્રી જગદીશ, વીરા.
બળિયા સાથે બાથ, વીરા, કાં [3]દુભ્યા શ્રી રઘુનાથ, વીરા. ૧
  ત્ર્યંબક લેતાં તાહરારે, [4]ચંપાણા વીશ હાથ.
કાઢી મૂક્યો તુને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ, વીરા.
  બળિયા સાથે બાથ વીરા. કાં દુભ્યા. ૨
  સાયર જળ જેણે બાંધિયુંરે. સલ્યા તારી પુષ્પ સમાન.
મેઘાડંબર સેંજે છેદિયું, તોય તુને ન આવી સાન. વીરા. બળિયા. કાં દુભ્યા. ૩
  લક્ષ ધરૂણી ઘેર તાહરે, જેનાં દર્શન ઇચ્છે દેવ.
તો સીતાને શું લાવિયોરે, થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ, વીરા. બળિયા. કાં દુભ્યા. ૪
  જકત જીતી તેં જેર કીધું પણ, ન જીત્યા ક્રોધને કામ !
સામ કેશ ઉજ્વળ થયારે, તોય મન રહ્યું તારૂં [5]સામ, વીરા. બળિયા. કાં દુભ્યા. ૫
  ચંદ્ર વિના જેવી જામનીરે, દીપ વિના જેમ ધામ;
ત્યમ વિભિષણ બાંધવ વિના, દિસે ઉજ્જડ લંકાગામ, વીરા. બળિયા. કાં દુભ્યા. ૬
  પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ વિખની વેલ.
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઇ રામ ચરણે શિશ મેલ, વીરા. બળિયા. કાં દુભ્યા. ૭
  હું મર્ણ થકી બીહીતો નથી, પણ તું વેળાસર ચેત,
નહીં માનો શીખ માહરી, જાશો જમપુર સ્વજન સમેત! વીરા. બળિયા. કાં દુભ્યા. ૮
  જો વાડીમાં બેસાડી જાનકી તો, લેઇ આવ્યો કોણ કામ.
તુંથી સીતા જીતાતી નથી તો, કેમ જીતાસે [6]રામ? વીરા. બળિયા. કાં દુભ્યા. ૯
  [7]રાવણ કહે કુંભકર્ણનેરે, સાંભળ દુખની વાત,

---

૧-૨-૩ ધુણી-ધુણાવીના અર્થમાં. દુભવ્યા ને દુભ્યા એકજ અર્થમાં. સકર્મકનું અકર્મક, અકર્મકનું સકર્મક, પ્રેરકને સકમક એ ભેળસેળ કવિતામાં જોઈએછીએ. ૪ શક્ય ભેદ ભૂત કાળનું આ કાઠિઆવાડી રૂપ પ્રેમાનંદે કોઇ કોઇ વાર વાપર્યું છે. ૫ સ્યામ-કાળું. ૬ કવિએ કુંભકર્ણને મોઢે જે શીખામણ દેવડાવી છે તે કુંભકર્ણ જેવો શૂરવીર કહે એ સંભવતું નથી; પણ વખતે સમજના ઘરમાં આવી એકાંતમાં કહ્યું હોય. શિક્ષા કેવા ઊંચા પ્રકારની છે ! ૭ રાવણ પાસે કવિએ જે કહેવડાવ્યું છે તે પણ હાસ્ય જનક ને વિચિત્ર છે. સીતાને માતા જેવી દેખેછે પણ, ચિત તેનામાંજ રહે છે (વાત્સલ્ય ભાવે હોયતો કોણ જાણે.) એ ચિત ખસેડતાં મરવું પડે (મુડદા સાથે બળે). પણ કવિએ વલણમાં સૌ ફેરવી નાખીને ખૂબી કરી છે.

જ્યારે દેખું સતી જાનકી જાણે હોય આપણી માત. વીરા. બળિયા. કાં દુભ્યા.૧૦
જો ત્યાગ કરૂં ચિત સીતાથી, તો તે બળશે શબને સંગ,
હાવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ. વીરા. બળિયા. કાં દુભ્યા. ૧૧

## વલણ.

લાગે [1]કાલક મુખ વિષે, જો નમું રિપુને પાયરે.
કુંભકર્ણ [2]કહે ધન્ય તું. તારૂં મન જોયું મેં [3]ભાઈરે! ૧૨

---

### કડવું ૧૧ મું. રાગ મારૂ, દુહા.

છે રામ ચરિત્ર અપાર પણ, સાર લઈ પદબંધ [4]કરૂં.
ચતુર ગ્રહજો હરિનું નામ, ન જોશો ખોટું ને ખરૂં. ૧
કુંભકર્ણ રણમાં [5]ચડયો, પછે [5]ચડયો મેઘનાદ.
પણ યુદ્ધ થોડામાં કહ્યું, કો રસિયો લેજો સ્વાદ. ૨
રાજા રાવણ રણ ચઢ્યો, [6]વજ્યાં નિશાને ઘાય,
ફરી આવી રાણી મંદોદરી, કંઇ યાચ્યો રાવણ રાય. ૩

### રાગ મેવાડો.

કહે મંદોદરી માગી માન. હોરે હઠીલા રાણા.
આપો એ'વાતનનું દાન. હોરે. " ૧
[7]એતો બળીયા સાથે બાથ. હોરે. "
છે રામજી ત્રિભુવન નાથ. હોરે. " ૨
એણે લીધું નરસિંહ રૂપ. હોરે. "
હણ્યો હિરણ્યકશિપુમહા ભૂપ. હોરે. " ૩
[8]એ છે લક્ષ્મીનો અવતાર: હોરે. "
જેને હરિ લાવ્યા ભરથાર. હોરે. " ૪

---

૧ કાળાશના અર્થમાં નામ રૂપે વાપર્યો છે. ૨ કુંભકર્ણ ધન્ય ધીરજ પ્રત ૩. ૩ ભાય પ્ર. ૩. પ્રાસ મેળવવા લખ્યું હશે. ૪ પેહેલા છંદનો છેલ્લી બે કડીમાં રે નથી, ને બીજા છંદોમાં છે. વળી ત્રીજી પ્રતમાં એક અર્ધને છેડે રે છે, ને બીજાને છેડે નથી. ૫ પેહેલી પ્રતમાં ચઢ્યો છે ને બીજી બંને પ્રતમાં પડ્યો છે; ૬ આ ચર્ણ પ્રેમાનંદે ઘણે ઠેકાણે મૂક્યું છે. તેના મનમાં કેવો ખૂબીદાર અર્થ હશે તે સમજાતું નથી. રણે ચઢતાં નિશાનો ફરૂકે છે ને નોબતે ઘા દેવાયછે ( ડંકા ગરગડેછે ) એવું કહેવાનો ભાવાર્થ હશે. ૭ બળીઆ સાથે ન ભરીએ બાથ. પ્ર. ૨. ૮ સીતા.

છે લક્ષ્મણજી શેષ નાગ. હોરે. હઠીલા રાણા.
નથી જુધ્ધ કરવાનો લાગ. હોરે " ૫
બ્રહ્મા રૂપ છે જાંબુવંત. હોરે. "
મહાદેવ કપી હનુમંત. હોરે. " ૬
છે સૂરજ સુગ્રીવ ભૂપ. હોરે. "
નલ વાનર અગ્ની રૂપ. હોરે. " ૭
છે અંગદ ઇંદ્રનો અંશ. હોરે. "
જેણે દીપાવ્યો કપિનો વંશ. હોરે. " ૮
નીલ વિશ્વકર્માં મહારાજ. હોરે. "
જેણે સાયર બાંધી પાજ. હોરે. " ૯
બીજા વાનર સઘળા દેવ. હોરે. "
નવ કીજે અતિ અહમેવ. હોરે. " ૧૦
આપણ જીવ ને એ ભગવાન. હોરે. "
આપણ આગીઆંને એ ભાણ. હોરે. " ૧૧
શું પૂછો જોઈ કુંભકર્ણ. હોરે. "
આવ્યું લંકાની પોળે મર્ણ. હોરે. " ૧૨
નહિ જીતાડે ઇંદ્રજીત. હોરે. "
મારી શીખ માનો તમો ચીત. હોરે. " ૧૩
એક લાખ તમારી નાર. હોરે. "
દશ સહસ્ત્ર છે દેવ કુમાર. હોરે. " ૧૪
નવ સહસ્ત્ર છે નાગ કન્યાય. હોરે. "
મુખડાં દીઠે દુખડાં જાય. હોરે. " ૧૫
વિદ્યાધરી છે સહસ્ત્ર સાત. હોરે. "
તેના પ્રણામ લીજે નાથ. હોરે. " ૧૬
પાંચ સહસ્ત્ર કિન્નરી જાત. હોરે. "
કંઈ કરવા ઇચ્છેછે વાત. હોરે. " ૧૭
જક્ષ કન્યા તે તેર હજાર. હોરે. "
લીજે રાંકડીઓના જુહાર. હોરે. " ૧૮
ગંધર્વી નારી ગુણવંત. હોરે. "
આઠ સહસ્ત્ર નમે છે કંથ. હોરે. " ૧૯
અપ્સરા છે સહસ્ત્ર વીશ. હોરે.

રહી પડદે નામે શીશ. હોરે હઠીલા રાણા. ૨૦
એ સહસ્ત્ર નારી દાનવી. હોરે. ”
એક સહસ્ત્ર નારી માનવી. હોરે. ” ૨૧
પાંચ સહસ્ત્ર પિશાચી નાર. હોરે. ”
રાક્ષસીઓ તે વીશ હજાર. હોરે. ” ૨૨
એ નારી તમારી લાખ. હોરે. ”
તેનાં પૂરીએ મન અભિલાખ. હોરે. ” ૨૩
બાણું લાખ વહુવરનો વૃંદ. હોરે. ”
તે બિચારી કરે આક્રંદ. હોરે. ” ૨૪
સત્તર લાખ દિકરિયોનો સાથ. હોરે. ”
[1]તેને માથે કોણ ફેરવે હાથ. હોરે. ” ૨૫
સાહેલી દાસી દશ ક્રોડ. હોરે. ”
તમને નમેછે બેઉ કરજોડ. હોરે. ” ૨૬
સહુ મળીને માગે છે માન. હોરે. ”
જુદ્ધ રહેવા દો રાજાન. હોરે. ” ૨૭
આપો ફરી સીતાને રાય. હોરે. ”
નર વાનર [2]આં'થી જાય. હોરે. ” ૨૮
[3]ઘણું થાયછે માન શુકન. હોરે. ”
મારૂં ફરકેછે જમણું લોચન. હોરે. ” ૨૯
[4]મોતીના આફ્રણી ત્રુટેછે હાર. હોરે. ”
[4]ડાબી આંખે આંસુની ધાર. હોરે. ” ૩૦
હઠ મૂકો હઠીલા રાય. હોરે. ”
જઇ નામો રામજીને પાય. હોરે. ” ૩૧

## વલણ.

પાયે નમો પરિબ્રહ્મને, [5]જે વિઘ્ન સઘળાં જાયરે;
વચન સુણી સતી નારનાં, શું બોલ્યો રાવણ રાયરે. ૩૨

---

૧ તેને માથે ફેરવો હાથ. ૨. આંહાંથા પ્ર. ૧. પાંચમીનો પ્રત્યય જાતિ વચન વડે પેહેલાં ઘણીવાર ને હાલ કોઇવાર) ફરતો તે આથી જણાય છે. ૩ બંને પ્રતમાં નાન્યતર છે. ૪ આ બંને ચરણ બીજી પ્રતમાં નથી. આફ્રણીએ એટલે એની મેળે. કાઠિયાવાડી આફરડું શબ્દ આનો સંબંધક જણાય છે. ૫ બંનેમાં જે છે. જેથી નો અર્થ સંભવે છે.

## કડવું ૧૨ મું. રાગ દેશાખ. ચાલ † છંદની (ભુજંગી).

મહારાજ લંકાં તણો એમ ભાખે. નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મન હું સુંદરી નાથ ઘેલો, કિધો જ્ઞાન વિચાર મેં સર્વે પે'લો. ૧
એ છે રામ પરિબ્રહ્મ આનંદકારી, મુને મારવા [1]મુનસા દેહ ધારી;
જાણી જોઇને જાનકી હર્ણ કીધું, ઘેલી નાર મેં મર્ણ માગીને લીધું. ૨
એને પામવા કોઈ સો [2]જોગ સાધે, ખટ દર્શનો માંહિ ખોળ્યો ન લાધે;
તપ તીર્થ વ્રત જપ જાગ દાને, ન આવે રામ વૈરાગ સ્વપ્નામાં ધ્યાને. ૩
ન પામે એનો પાર દાનવ દેવે, એને પામવા શિવ સ્મશાન સેવે;
ધર્યું માનવી રૂપ તે મુંજ માટે, આવી ઉતર્યા રામ સમુદ્ર ઘાટે. ૪
ધન તાત મારો ધન માત મારી, મુજ કારણે અવતર્યા શ્રી મોરારી;
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, જીતી રાવ રાણા કને દંડ લીધા. ૫
તને નાર મંદોદરી વાત પૂછું, મારા ભોગ વિલાસમાં શું છે ઓછું;
હવે [3]રાજના સુખથી મન ભાગ્યું, રઘુનાથને હાથ હું મર્ણ માગું. ૬
સુણી કંથના મુખની જ્ઞાન વાણી, [4]ઘણું રીઝ પામી નમી પાય રાણી;
ધરી કવચ મહારાજ [5]મહા ટોપ ધરિયા, બાંધી ખડ્ગ ભાથા બહુ બાણ ભરિયા. ૭
ધરી ધનુષ ભાથા શૂલ ત્રિશૂલ ભરિયાં, છત્રીશ હથિયાર મહારાજે ધરિયાં;
[6]ઝલકે કુંડલ સોલ સૂરજ ઇંદુ, [7]પૂજે કુમકુમે નાર લેલાટ બિંદુ. ૮
થાય ધુપ ને દીપ ત્યાં અગ્ર[8] દાઝે, કપૂરે કરે આરતી ઘંટ વાજે;
ચરચે ચંદને કેશરી પુષ્પ માળા, ગાયે મંગળ ગીત સૌભાગ્યબાળા. ૯
સતર લાખ પુત્રી પિતા પાસ આવે, [9]લેઈ ઓવારણાં મોતી કરણે વધાવે;

---

† એ વખતમાં હિંદુસ્તાનીમાં વપરાતા છંદોનો થોડો પ્રચાર ગુજરાતીમાં થયો હોય એમ સંભવે છે. ૧ મુનસા—મનુષ્યા. માનુષી ૩ જી પ્ર. ૨ અષ્ટ જોગ ર. ૩ માયાના ર. ૪. અવ્યય રૂપે નાન્યતરમાં છે. ગદ્યમાં હાલ એમ નથી વપરાતું. ૫ શીર. ર. ૬ ઝગે કુંડલ લલકે શું અંગ ઇંદુ ર. આ પાઠ વધારે સ્પષ્ટ છે એટલે કુંડળ ઝળકે છે તે જાણે ચંદ્રમા શરીરે ન ઝળકતા હોય ? ઉપર જે પાઠ છે તેમાં સોળકળાથી પૂર્ણ સુરજને ચંદ્ર એમ અધ્યાહાર લેવો પડે છે પણ એ પ્રત વધારે શુદ્ધ હોવાથી તેમાંનું ગ્રહણ કર્યું છે. "ઝગે કુંડલ લોલ શું અર્ક શિંદુ" (ઇંદુ?) ૩ જી પ્ર. ૭ લેલાટ બિંદુને વિભક્તિ પ્રયોગ બરાબર બેસતો નથી. સ્ત્રીઓ કંકુવડે કપાળે બિંદુ—ચાંલ્લો—(કરીને) પૂજે છે એમ અર્થ થાય. ૮ અગર. ૯ બંને પ્રતમાં કરણે શબ્દ છે તેથી અર્થ સ્પષ્ટ થતો નથી. કદાચ કણને બદલે કરણ લખાયો હોય અથવા

આશ દેછે વૃદ્ધ માત મહિમા, જીતી રામને રાય આવજો વે'લા. ૧૦
માર્યા મહિષ અજા ઘણા ભોગ દીધા, લેઇ રૂધીર ચાંદલા કપોળ કીધા;
મંદોદરી માતને પાય લાગી, રથ ચઢ્યો ઈંદ્ર જીત આશીશ માગી. ૧૧
અતિકાયને જોઈને મંન માતા, વિખાણે ભલી ભાત ધન ધન વિધાતા;
કોણ જત્નથી આવાં રત્ન ઘડિયાં, હું રંકડી માતને પેટ પડિયાં. ૧૨
શ્રી રામ સામો તે સંગ્રામ લેવો, ન જાણું સમાચાર આવશે કેવો;
કહે પુત્રને માવડી શીખ છાની, રખે બાપ મારા કરો પાછી પાની. ૧૩
રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું, ધરી દેહ તેને એકજ વાર મરવું,
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી, અતિકાય બેઠો નિજ રથ આવી. ૧૪
વાયુ વેગી તોખાર તે રથ જોડયા, કરે ઊડવા મન આકાશ ઘોડા;
દેખી છાંય પોતા તણી અશ્વ ચમકે, ગળે હેમ સાંકળ ઘુઘરમાળ ઘમકે. ૧૫
જુવે જાય અતિકાય [1]માતંગ મા'લે, જયમ અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે;
કિધો હોમ નિકુંભના ચર્ણ સેવી, થયાં પ્રસન્ન પૂજા થકી માત દેવી. ૧૬
રથ આપિયો એક અખીલ માતે, અગ્નિ કુંડથી નીકળ્યો અશ્વ સાથે;
હથીઆર બાંધી તેણે રથ ચઢિયો, ઇંદ્ર જીત ચાલ્યો દેવી પાય પડિયો. ૧૭
ઉન્માદ મેઘનાથને મન વ્યાપ્યો, પામ્યો રથ અભંગ અંબાએ આપ્યો,
નવ નીર બોળે નવ [2]હિમ ગાળે, ન છેદાય શસ્ત્રે નવ અગ્ની બાળે. ૧૮
પેસે સપ્ત પાતાળ આકાશ ઊડે, ઇંદ્ર જીત બેઠો એવે રથ રૂડે;
રાય રાવણે પાટવી પુત્ર નિરખ્યો, દિસે શૂર સોહામણો સૂર્ય સરખો. ૧૯
એવો વર્ણવ્યો ઇંદ્રજીત સ્વરૂપ, વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ;
જોજન દોઢનો રથ લાંબો ને પો'ળો, અધકોશ ઉંચો [3]અધકોશ ચોડો. ૨૦
મુખ આગળે કેશરી સોળ જોડયા, તાણે ત્રેલિયાં ત્રણસે [4]ઘુટ ઘોડા;
ખર જાતના સાતસેં બેહુ પાસ, હાંકે જુજવા સારથી હેમ રાશ. ૨૧
[5]હકારે વકારે બહુ નાદ ઉડે, રથ ઠેલવા હાથી પંચાશ પૂંઠે;

---

મોતીને કરણે બંને શબ્દ ઉલટપાલટ લખાયા હોય. ઓવારણાં કરણે લઇ શકાય. કાવ્યદોહનમાં દલપતરામે " કરી વારણાં જાય મોતી વધાવી " લખ્યુંછે, તે ફેરવીને લખ્યું હશે, કે તેમણે મેળવેલી અસલ પ્રતમાં તેમ હશે તે કોણ જાણે. " લેઈ વારણાં મોતી નજરણે વધાવે" એમ ૩ જી પ્રતમાં છે.

૧ જેમ હાથી મહાલતો હોય તેમ. ૨ બરફ. ૩ એક કોશ પ્ર૦૨. ૪ દલપતરામે શ્રેષ્ટ શબ્દ વાપર્યો છે પણ બંને પ્રતમાં ઘુટ છે. સંસ્કૃત ઘુટ ધાતુથી થએલો હોય અથવા તેને બદલે ઘટ્ટ શબ્દ સંભવે. ૫ ડચકારે હુકારે બીજી પ્ર. ખુંખારે હોકારે દલપત.

અહી વાંસલા વીંઝણાં [1]લેઇ હાથે, શત એક સૂતાર છે રથ સાથે ! ૨૨
ગદા ત્રણસે પરિઘ પંચાશ ધરિયાં, ભાથા પાંચસે માંહ બહુ બાણ ભરિયાં;
વળી ધનુષ ખાંડાંની ગણુના ન થાય, છત્રી' જાત આયુધ ભર્યા રથ માંહ્ય. ૨૩
બહુ અંન પક્વાન મદ્યમાંસ સાથે, લાગે રાયને ભૂખ સંગ્રામ થાતે;
લોહ કવચ પેહેર્યું ધર્યો ટોપ માથે, ઇંદ્ર ચાપ જેવું ધનુષ સાહ્યું હાથે. ૨૪
નમ્યો ભૂપને ભાઇ મહાકાળ ભાથી, રથ ઉપરે બેઠો કુંભકર્ણ હાથી;
કિધી ગર્જના ક્રોધની મીટ માંડી, નાઠાં વાંદરાં પોળ લંકાની છાંડી. ૨૫
રૂડું રૂપ તેનું કવિ શું વખાણે, ચાલ્યો કુંભકર્ણ ગિરિ શ્રુંગ જાણે!
લંકા માંહ્યથી મુસ્તકે ટોપ જોઇ, નાઠાં વાંનરાં લોચને નીર લોહી. ૨૬
વિભીષણ પ્રત્યે રઘુનાથ પૂછે, મારૂં સેન નાઠું તે કારણ શું છે.?
વિભીષણ કહે કુંભકર્ણજ નામે, એ વીર મારો ચઢયો છે સંગ્રામે. ૨૭
એ તો મેં વખાણ્યું કુંભકર્ણ રૂપ, હવે વર્ણવું રાય લંકેશ ભૂપ;
અભંગ નવ રંગ છે રથ સાર, મન પવન વેગી જોડયા અશ્વ ચાર. ૨૮
જય મંગળ હંસલો રૂપ ધામ, જય વિજય ઘોડા તણાં ચાર નામ;
બીજા રથ કોટી સપાખરા હાથી, અશ્વારી કીધી મહાકાળ ભાથી. ૨૯
શુકન શબ્દ બોલ્યા વાજીંત્રે અનૂપ, ચઢચો રથ મહારાજ રાવણ ભૂપ;
જે જે કહૌ લંકેશ ! બંદીજન બોલે, વાજે ચંગ મૃદંગ ઉપંગ ઢોલે. ૩૦
ભેરી ભેર રણતુર શરણાઇ શ્રૃંગી, પેટ હેઠલે વાગે છે દુગ દુગી;
વેણા વાંસળી ઘુઘરી બહુ તુરંગી, કાંસી ઝાંઝરી ઝાલરી શંખ સીંગી. ૩૧
[2]પંગ પંગ ઉપંગ બોલે રસાળું, નફેરી શરણાઈ ગુંજે ત્રંબાલું;
વાજે તાલ તાલી ગાયે ગીત સારાં, ગજ-ઘંટ ઘૂમે નોબત નગારા. ૩૨
સાથે લક્ષ છત્રીશ વાજીત્ર બોલે, ચળે ચંદ્ર સૂર્ય ઇંદ્રાસન ડોલે.
ધ્રુજે ધરણી ડોલે તે પાતાલ સાતે. અશ્વારી કીધી જવ લંક નાથે. ૩૩
નેજા થરહરે ફરહરે સંગ ભાલા. [3]કો વૃદ્ધ જોબન લઘુરૂપ બાળા
ચતુરંગીણી સેના સંગ્રામે જાએ. થઇ ભીડ ભારે પોળે નવ માએ. ૩૪
રૂપે સુંદરી રાક્ષસી ગોખ આવે, [4]દશ ગ્રીવને પુષ્પ મોતી વધાવે.
ભ્રાત પુત્ર દોહિત્ર ભત્રીજ સાથે, કિધો ઘોર સંગ્રામ લંકાને નાથે. ૩૫

---

૧. દલપતરામે નીજ લખ્યો છે. કદાશ ગ્રહીને લેઇ એમાં પુનરૂક્તિ થાય છે એમ માન્યું હશે, પણ વાંસલા ને વીંઝણાંના સંબંધમાં જૂદાં કૃદંત વાપરી શકાય. ૨ કવિતા કરોને કવિ કીર્તિ બોલે, નફેરી શરણાઇએ ચિત ખોલે. દલપતરામ. પિંગલ પંક ગોમુખ બોલે રસાલુ. ૩ જી પ્ર. ૨ કરી કડકટારી કોટી જોદ્ધ ચાલ્યા. દલ. ૪. દશ ગ્રીવને મોતી કરણે વધાવે રજી.

આવી [1]કુશળ ભેટ સૌ દેવ આપે, રખે રામ હારે પછે એ સંતાપે.
વાયુ વાટ વાળે મન બીક ધરતા ચાલે આગળે મેઘ છંટકાવ કરતા. ૩૬
આવ્યા સપ્તરૂષી મુની મોટ મોટા. આશિર્વાદ દેછે છળ શબ્દ ખોટા.
નાચે અપ્સરા સંગ ગંધર્વ ગાયે, આવી નારદ ત્યહાં વેણુ વાયે. ૩૭
રાક્ષસ આવ્યો રઘુવીર સામો, નાઠા વાનરા સાથ સૌ ત્રાસ પામ્યો. ૩૮

## [2]વલણ.

ત્રાસ પામ્યા વાનરા, શું કરતા હવા શ્રી રામરે;
કપી નાયક સહુ તેડિયા, તે સુભટ તણાં કહુ નામરે. ૩૯

---

### કડવું ૧૩ મું. રાગ નટની દેશી.

સુગ્રીવ [3]પ્રસંશા કરે વાનરની, સાંભળીએ શ્રી રામજી;
કૃપા કરીને કવિ નાયકના, લીજે દંડ પ્રણામ, રાઘવજી. ૧
આ કિષ્કિંધાનો અધિપતિછે, વિનત વાનર એવું નામજી;
ત્રણ કોટી વાનરનો સ્વામી, કરેછે દંડ પ્રણામ, રાઘવજી. ૨
[4]આ અંગદનો માતંગ મહા જોદ્ધા તાર કપિ એવું નામજી;
પંચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે. ૩
આ વિંધ્યાચળ પર્વતનો વાસી, [5]મયંદ વાનર એવું નામજી;
નવકોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૪
આ ગોકર્ણ પર્વતનો વાસી, છે ગવાક્ષ એવું નામજી;
સાત કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે. ૫
આ વિશ્વ કર્માનો અવતાર કપિવર, નીલ વાનર એવું નામજી;
[6]સોળ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૬

---

૧ કુશની ભેટ પ્ર.૩ ક્ષેમ કુશળતા પૂછવા મુલાકાતે આવે (ન ચાલે ફરજ પડવાથી આવતા). ૨ આ ઠેકાણે દલપતરામે દોહરો લખ્યો છે. રણયજ્ઞમાંથી એમણે આ લખ્યું છે તેમાં ને અમારી પાસેની પ્રતોમાં ઘણો ફેર પડેછે અને બધો ફેર જણાવતાં લંબાણ થાય માટે જણાવ્યો નથી. ૩ સંખ્યા પ્રત ૧.
૪ બીજીને ત્રીજી પ્રતમાંથી કંઇ બંધ બેસતું નથી. ૫ અભેદ પ્રત ૩. મય દાનવ પ્રત ૩. પણ મયદાનવ એ રાવણના સસરાનું નામ છે. તે રામજી તરફ હોય એ સંભવતું નથી, તેમ એમના તરફ હતો એમ રામાયણમાંથી નીકળતું પણ નથી. ૬ સાત કોટી પ્રત ૩.

આ [1]અગ્નીનો અવતાર કપિવર, નળવાનર એવું નામજી;
પંચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૭
ધનવંતરીનો અવતાર કપિવર, સુષેણ એવું નામજી;
[2]એક કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૮
આ અવતાર વરૂણ તણો છે, રૂક્ષભ એવું નામજી;
એક કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૯
[3]આ કુબેરનો અવતાર કપિવર, ગંધમાદન એવું નામજી;
ત્રણ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૦
આ જમ તણો અવતાર કપિવર, સતબળ એવું નામજી;
પંચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૧
અંજનાચળ પર્વતનો વાસી, કેશરી એવું નામજી;
[4]સાત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૨
[5]બ્રહ્માનો અવતાર રીંછ પતિ, જાંબુવાન એવું નામજી;
[6]બોતેરે કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૩
શંકરનો અવતાર કપિવર, હનુમંત એવું નામજી;
[7]અગિયાર કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે. ૧૪
[8]સમુદ્રનો અવતાર કપિવર, દધિ મુખ એવું નામજી;
બેતાળીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે. ૧૫
વાયુ તણો અવતાર કપિવર, પણુછ એવું નામજી;
[9]દશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૬
અવતાર [10]તક્ષક નાગ તણોછે, [11]પ્રથુક એવું નામજી;
બાવીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૭
ચંદ્રમાનો અવતાર કપિવર, અંગદ એવું નામજી;

---

૧ આ અવતાર વરૂણ તણો છે, રખભે એવું નામજી પ્રત ૩. આ પ્રતમાં એક કડી ઓછી છે ને કડીઓ અવળ સવળ લખાઈ છે. ૨ વીશ કોટી પ્ર૰ ૨. ૩ આ કડી પ્રત ૨ માં મોડી આવેછે. ૪ શતકોટી પ્રત. ૨–૩. ૫ બ્રહ્માનો અવતાર કપિવર, રીંછપતી જાંબુવંતજી પ્રત. ૧. જાંબુવાન કપિવર કહેવાય નહીં, તેમ પ્રાસપણ તૂટેછે, માટે પ્રત ૨–૩ નું ખરૂં માલમ પડેછે.

૬ બેતાળીશ કોટી પ્રત ૧. ૭ બેતાળીશ કોટી પ્રત ૩. ૮ આ કડી પ્રત ૩ માં નથી. ૯ વીશકોટી પ્ર૰ ૨. ૧૦ તરછક પ્ર૰ ૧. તરીખસત પ્ર૰ ૨. તિક્ષ પ્ર૰ ૩. આ પ્રમાણે પ્રતોમાં જોડણીછે! ૧૧ એજ પ્રમાણે પ્રથુક, પ્રથમ, પ્રમોદ એવી જુદી જુદી જોડણીછે.

[1]પાંચ પદ્મ જોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૮
શ્વેતાચળ પર્વતનો વાસી, ગજ કપિ એવું નામજી;
ત્રણ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે. ૧૯
[2]લંકાપતિ વૈષ્ણવ મણી યોદ્ધો, વિભિષણ એવું નામજી;
સુભટ ચાર પ્રધાન સંગાથે, કરે છે. ૨૦
હું ચર્ણ સેવક શ્રી રામ તમારો, સુગ્રીવ એવું નામજી;
[3]અરાઢ પદ્મ યોદ્ધા સંગાથે, કરૂંછું. ૨૧
હેમાચળ પર્વતનો વાસી, સુનાભ એવું નામજી;
[4]સાત લાખ યોદ્ધાનો સ્વામી, કરે છે. ૨૨
ત્રિકુટાચળ પર્વતનો વાસી, [5]મહાબળ એવું નામજી;
ચૌદ લાખ યોદ્ધાનો સ્વામી, કરેછે.
[6]શૈલાચળ પર્વતનો વાસી, રિપુ મર્દન એવું નામજી.
બત્રીશ [7]સહસ્ત્ર યોદ્ધાનો સ્વામી, કરેછે.૨૪
અન્ય સુભટ શત સહસ્ત્ર મળ્યાછે, કરિ જાણે ઘોર સંગ્રામજી;
ચારે પાસે [8]અવલોકન કીજે, [9]લીજે વિનય પ્રણામ, રાઘવજી. ૨૫

## વલણ.

પ્રણામ લીધા સૌ યોદ્ધાના, રણ ચઢ્યા રઘુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાયરે. ૨૬

---

## કડવું ૧૪ મું. રાગ સારંગનો [10]ચોપાઈ.

સુભટ સર્વના લેઇ પ્રણામ, લક્ષ્મણ પ્રત્યે કહે શ્રીરામ;
જુઓ પરમાર્થે વાનર ઉદ્યમી, યુદ્ધ કરવા રહ્યા ટમટમી. ૧
વીરા વિલંબ યુદ્ધને થાય, જઈ ગાજો તમો સેના માંય;
ગઇ સીતા [11]બાંહ્યબળે વાળીએ, આજ ધનુર વિદ્યા સંભાળીએ. ૨
હું ગાજુંછું બાંધવ તુંજ વડે, આજ ગઈ જાનકી નિશ્ચે જડે;

---

૧ પંચાશ કોટી પ્રત ૨. ૨ લંકાનો પતિ વાસીકહીએ વિભિષણ એવું નામજી. પ્રત૧. ૩ આઠ પદ્મ પ્ર. ૧. ૪ સત્તર લાખ પ્રત ૨. ૫ મહાબળી પ્રત૧. ૬ સુવેલાચળ પ્ર. ૩. ૭ કોટી પ્ર.૩. ૮ આવી રહ્યા છે પ્રત ૧. ૯ લીજે દંડ પ્રણામ પ્ર. ૧. ૧૦ પ્રત ૧ માં રાગ સારંગજ લખ્યું છે. ૧૧ લક્ષ્મણ વાળીએ પ્ર. ૨

લક્ષ્મણ કહે વંદીને પાય, આજ [1]જીતવો રાવણ રાય. ૩
એવું કહી મુખે ગડગડયો, હનુમાન ઉપર લક્ષ્મણ ચઢયો;
જેના [2]દર્શને શત્રુ પીડીઆ, ગ્રહ્યું ધનુષ ભાથા ભીડીઆ. ૪
વરૂણ તણાં આવ્યાં વાજીત્ર, વજાડે વાનર ગાય ચરિત્ર;
[3]પ્રથમ મુખ વાજે રણતૂર, વજાડે ગાલ કપિવર શૂર. ૫
ઢોલ નગારાં નોબત [4]ખાસી, મદનભેર ત્રંબાળુ [5]કાંસી;
શિંગી શરણાઇ ભેર નફેરી, તે શબ્દે શત્રુ લીધા ઘેરી. ૬
[6]કીકીઆડા શબ્દ પડે તાળી, [7]વાંકાં પૂંછ શું મણીધર કાળી. ?
ગ્રહ્યાં ગિરિ તરૂવર આયુધ, મળી સેના મંડાયું યુદ્ધ. ૭
સનમુખ આવી લાગ્યા સૂર, ઉભય દળ થાએ ચકચૂર;
હુકે વાનર મૂકે દોટ, ઘેરી લંકા પાડયો કોટ. ૮
રાક્ષસ વાનર એકાકાર, [8]શકે ફરી થાશે સંસાર !
[9]દ્વંદ્વ યુદ્ધનું કરૂં વખાણ. રામચંદ્રનાં છૂટયાં બાણ. ૯
વીરે વીર થયા લથબથ, પડે અંબાડી ભાગે રથ;
અશ્વ ગજરથ [10]ઉંટ અપાર, વિમાન વાહનનો સંધાર. ૧૦
ધ્વજા પતાકા અંકુશ છત્ર, મુગટ ટોપ પડયાં સર્વત્ર;
તોમર ત્રીશુળ [11]શક્તિ મહાકાળ, ગુર્જ ગદા ભુંગળ ભીડમાળ. ૧૧
કાતી ગુપ્તી પરીઘ પટ્ટીશ, પડે હસ્ત [12]પદ છેદાય શીશ;
કર્ણ નાસીકા રૂદયા નેત્ર, [13]ભયાનક દીસે રણક્ષેત્ર. ૧૨
મસ્તક વોંણાં વઢે કબંધ, ઉડે રેણુ ઉઠયો મહાધંધ;
[14]દારૂણ વાત ન જાએ વદી, ભયાનક વહે શોણિત નદી. ૧૩
વપુધારા વરસે પરસ્વેદની, ચર્ણ પ્રહારે કાંપે મેદની;
લોહ દંત દારૂણ કરકડે, પછાડે પુંછ કપિ ગડગડે. ૧૪
હનુમંત વીરની વાગે હાક, ક્ષત્રી અમર શું ચઢિયા ચાક !

---

૧ જીતીએ પ્ર. ૧. જીત્યો જાણો પ્ર. ૩. ૨ જેને જોતાંજ શત્રુ પીડા પામ્યા. ૩ પ્રણવે દુંદભી મુખ રણતુર. પ્ર. ૩. ૪ કાશી. ૫ ઐંસી પ્રત. ૧. ૬ કીકીઆટ પ્ર. ૨. કીકીઆલા પ્ર. ૧. ૭ કોપ્યો છે જાણે મણીધર કાળી. પ્ર. ૩. પુછડાંને સાપની ઉપમા છે. ૮ અન્યો અન્ય કરે બહુ માર. પ્ર. ૩. ૯ બેહુ દળનું કરૂં વખાણ. પ્ર. ૧. ૧૦ આ શબ્દ પ્રત ૧ માં નથી. ૧૧ સત કોટી જ્વાળ. પ્ર. ૧. ૧૨ ચર્ણ પ્ર. ૨.-૩. ૧૩ શું મધ માંસનાં ઉગ્યાં ક્ષેત્ર! પ્ર. ૩. ૧૪ દિવસ રાત ન જાએ વદી પ્ર. ૧.

બાધ્યા સુગ્રીવ ને કુંભકર્ણ, ગજ ગવાક્ષ ને સુક સારણ. ૧૫
પ્રહસ્ત સાથે નીલ વાંદર, મયંદ કપિ ને મહોદર;
બાધ્યા અંગદ ને અતિકાય, દેવાંતક ને વિભિષણ રાય. ૧૬
ઇંદ્રજીત ને યોદ્ધા લક્ષ્મણ, નળ સામો આવ્યો અગ્નિ વર્ણ;
કુંભ નિકુંભ કપિ હનુમાન, યુપાક્ષ યોદ્ધા ને જાંબુવાન. ૧૭
કંપન અતિ કંપન બેહુ ભ્રાત, બાધ્યા રૂક્ષભ કપિને સાથ;
સુષેણ વિરૂપાક્ષ ભડ જન, દધિમુખ સામો ધ્રુમ્રલોચન. ૧૮
મહાપાર્શ્વ ને ગંધમાદન, વિનત વાંદર ચક્રવદન;
પનસ કપિ વિદ્યુન્માલી, બાધ્યાં ત્યાં શૂર જાંબુ માળી. ૧૯
શતબળી સામો સર્વદમન, પિંગલાક્ષ સામો સુદર્શન;
મણીભદ્ર સામો કેશરી, [1]સરખી જોડને લેછે વરી. ૨૦
[2]પોષ સુદ સપ્તમી રવિવાર, જુદ્ધ મુહૂર્ત કીધું જુગદાધાર;
સપ્ત દિવસ કિધો સંગ્રામ, ધનુષ ધારી કોપ્યા શ્રી રામ. ૨૧
રાક્ષસ સેના પરાજય કરી, દુર્મતિ નાઠા પાછા ફરી !
વાધ્યા યુદ્ધે કપી રામચંદ્ર, પર્વણીએ જમ વાધે સમુદ્ર. ૨૨
જ્યમ પ્રલ્લે સમે કોપે મહારૂદ્ર, ત્યમ સંગ્રામે કોપ્યા રામચંદ્ર;
લક્ષ્મણ અંગદ ને હનુમાન, જુદ્ધે દીપે તે ઇંદ્ર સમાન. ૨૩
રાક્ષસ [3]કોટી માર્યા દળી, રાવણરાય બોલ્યો પરજળી;
કો મારા સૈનમાં યોદ્ધા નથી? તવ ઇંદ્રજીત બોલ્યો મહારથી. ૨૪
જુઓ પ્રાક્રમ પિતા મુજ તણું, નર વાનરને હેલામાં હણું;
અરિનો ઉતારૂં ઉનમાદ, એમ કહી ચાલ્યો મેઘનાદ. ૨૫
રથ હાંક્યો અંતરિક્ષ મારગે, ગયો ઉંચો રવિ મંડળ લગે;
રાક્ષસી માયા કરી અપાર, થયો વાનર સેનામાં અંધકાર. ૨૬
કીધી બાણ વૃષ્ટી વિપરીત, કાળરૂપ કોપ્યો ઇંદ્રજીત;
[4]દુષ્ટ તણું જુદ્ધ નવ સહ્યું જાય, ઘણું [5]પીડયા ત્યાંહાં રઘુરાય. ૨૭
વરસે વૃક્ષ શિલા વરસાત, રાક્ષસ માત્ર થયા રળિયાત;
નાઠા વાનર પડ્યું ભંગાણ, મેઘનાદે મુકયું મોહબાણ. ૨૮
[6]મોહ વ્યાકુળ પદ્મ અઢાર, સુતા વાનર ભોમ મોઝાર;

---

૧ એમ બાઝયા રાક્ષસ ને હરી. પ્રત ૧. ૨ પોષ સુદી દ્વિતીયા ગુરૂવાર. પ્રત ૨–૩. ૩ યોધ સર્વ પ્રત ૩. ૪ દુષ્ટ સામું નવ જવાય પ્રત ૧. ૫ કષ્ટયા શ્રી રઘુરાય પ્ર. ૧. ૬ મોહ વ્યાકુળ પડયા અઢાર પદ્મ; સુતા વાંદર ભોમિ ત્યમ. પ્રત ૧.

[1]ચોસટ કોટી કપિ મહારથી, તેને મોહ સંભવતો નથી. ૨૯
[1]નાગપાસ મુકી ભડજન, [2]ચોસટ કોટી કર્યા બંધન;
બાંધ્યા સુગ્રીવ ને જાંબુવાન, બાંધ્યા અંગદ ને હનુમાન. ૩૦
બાંધ્યા સતબળ [3]ગજ કેસરી, કડાજુડ ન શકે નિસરી;
બાંધ્યા દધિમુખ ને નળનીલ, [4]સર્પ વિંટાણા કપિને દીલ! ૩૧
બાંધ્યા વિભીષણ બળધામ, બાંધ્યા સુષેણ લક્ષ્મણ રામ;
સર્વ સુભટને બંધન કરી, [5]તે રાવણ પાસે આવ્યો ફરી. ૩૨
નર વાનર બાંધ્યા સાંભળી, ગાજ્યો લંકાપતિ મહાબળી;
ઈંદ્રજીતનું કરી વિખાણ, પછે મંત્રી પ્રત્યે બોલ્યો વાણ. ૩૩
જાઓ અશોક વનમાં વેગે કરી, જ્યાં માનુષી સીતા સુંદરી;
બેસાડો વિમાને સાતા નાર, રણ જોવા લાવો ગગન મોઝાર. ૩૪
જુએ રામને બાંધ્યા પાશ, [6]સીતા જીત્યાની મુકે આશ;
રાવણનાં વાયક સાંભળી, બેસાડી વિમાને [7]મૈથલી. ૩૫
સંગાતે દાસી લક્ષ રાક્ષસી, સીતાને મન ચિંતા વસી;
પુષ્પક આણ્યું સેના ઉપરે, સીતા સેન અવલોકન કરે, ૩૬
રાક્ષસી દાસી મંત્રી જન, [8]જાનકી પ્રત્યે વદે વચન;
[9]જુઓ બળ રાવણનું સંગ્રામ, પશુની પેરે બાંધ્યા રામ! ૩૭
સુગ્રીવ આદે બાંધ્યા વાંદરા, [10]મોહ્યો લક્ષમણ પીધી મદીરા;
[11]પરાક્રમ રામનું તજ માનુષી, ભજ મહારાજા જે દશમુખી. ૩૮
પડ્યા યોદ્ધે દીઠા રણ ક્ષેત્ર, [12]સજળ થયાં સીતાનાં નેત્ર;
[13]રૂએ વિલાપ જાનકી કરે, ત્રિજટા ગુપ્ત વાણી ઉચરે. ૩૯
માતા મૈથલી મૂકો શોક, [14]ન હારે રામ મળે ત્રિલોક;'

---

૧ આ બે કડી પ્રત ૧ માં નથી. ૨ બાંધ્યો સુગ્રીવ જાંબુવાન પ્રત ૩. ૩ પ્રત ૨-૪ માં ગજ શબ્દ નથી. ૪ સર્પે વીંટ્યાં પ્રત ૧-૨. ૫ પછે પ્રત ૧. ૬ સીતા તેની મુકો આશ પ્રત ૩. ૭ મહિસ્થળી પ્રત ૧-૨. મહિથળી પ્રત ૩. મઈથૂલી પ્રત ૪. મિથિલા ઉપરથી મૈથિલા કે મૈથલી થાય. ૮ સીતા. ૯ જો પ્રત ૧-૪. ૧૦ જેમ દારૂ પીધો હોય તેમ લક્ષ્મણ મોહ પામ્યા. ૧૧ આ કડી કોઈ પ્રતમાં બંધ બેસતી નથી. ફકત ચોથી પ્રતમાં "પ્રાક્રમ રામનું તજ માનુષી" છે. હે માનુષી ? રામનું પરાક્રમ છોડી દે. અથવા રામનું મનુષ તરીકેનું પરાક્રમ તું છોડી દે એવો અર્થ થાય. ૧૨ જળ પુર્ણ ઇ. પ્રત ૨-૪. ૧૩ ઘણું. ૧૪ તારો રામ ન મળે ત્રિલોક. પ્રત ૩૭. ત્રણે લોક મળે તોયે રામ હારે નહીં એ અર્થ વધારે સારોછે.

[1]એકાતીતને નાવે મર્ણુ, અખણ્ડ સ્વામી અશરણશરણ. ૪૦
એ અજીત જીત્યો નવ જાય, કરે માનુષી [2]ચેષ્ટા રઘુરાય;
[3]સખિ સ્યામાની શીખ સાંભળી, ચિંતા કંઇ એક થઇ વેગળી. ૪૧
નિવારવા સીતાનું દુઃખ. રામે હાસ્ય કીધું નિજ મુખ;
સમાધાન સીતાનું કર્યું, પુષ્પક વિમાન પાછું ફર્યું. ૪૨
ગયાં જાનકી વાડી માંય, નિર્ભે સૂતો રાવણ ત્યાંય;
ઇંદ્રાદિ દેવને ચિંતા ઘણી, નારદ મોકલ્યા રાઘવ ભણી. ૪૩
[4]ગુપ્ત સ્તવન ગાયા ગુણ ગ્રામ, નારદે જઇ જગાડ્યા રામ;
છો પૂર્ણ બ્રહ્મ વિષ્ણું સ્વામીન, ત્રિગુણાતીતને શું બંધન? ૪૪
વાહનનું સ્મરણ કીધું રઘુદેવ, ગરૂડ પક્ષી આવ્યો તતખેવ;
તે દેખી નાઠા છે નાગ, છૂટ્યા નરવાનર મહાભાગ. ૪૫
ગયા નારદ કરી પ્રણામ, વાનરે લગાડ્યું લંકા ગામ;
રાવણે પ્રેર્યા પરજન્ય, સઘ હોલવ્યો હુતાશન. ૪૬
મોકલ્યા યુદ્ધે શૂર સમસ્ત, નીલ વાનરે હણ્યો પ્રહસ્ત;
કોટિક મંત્રી બીજા પડ્યા, જીત થઇ વાનર ગડગડ્યા. ૪૭
બે યોદ્ધા મંત્રી શુકસારણ, રામે બેઉ પમાડ્યા મરણ.
રાવણનું દાધ્યું અંતઃકર્ણ, તે જોઇ ગયો યુદ્ધે કુંભકર્ણ. ૪૮
જેમ રાહુ આભલા માંહે જાય, કુંભકર્ણ ગયો કપિ માંય;
ભયાનક ભાસે વિક્રાળ, [5]શું અઢાર પદ્મનો આવ્યો કાળ? ૪૯
સો પચાશને કરમાં સાહે, કુંભકર્ણ મુકે મૂખ માંહે!
કરડે મરડે [6]મચરડે ભૂર! [7]શત સહસ્ર વાનર કીધા ચૂર. ૫૦
તાડે પછાડે ઉડાડે [8]ગ્રહી, કરમાં આવ્યો તે છૂટે નહીં!
રૂએ વાનરા પાડે રીર, કાળજુ કાઢી પીએ રૂધીર. ૫૧
કોને કક્ષા પટમાં ગ્રહી રાખે, કોને સમુદ્રમાં લેઇ નાખે!
વાટે ડાટે ચર્ણે કરી, બહુ હંસ [9]કપિના લીધા હરી. ૫૨
માર્યા વાનર મરકટ રીંછ, પડ્યા ઉગર્યાની ના પડે પ્રીછ;

---

૧ રામચંદ્રને ઇ. પ્રત ૪. નાવે=ન આવે. ૨ ચરિત્ર પ્રત ૧. ચેન પ્રત ૩. ૩ સતી સ્યામાની પ્રત ૩. સતી શરમાની પ્રત ૪. શર્મા વિભીષણની સ્ત્રી થાય તે અહીં હોવાનો સંભવ નથી. ૪ કીધું ભજન અભિરામ પ્રત ૩. ૫ જાણે પ્ર· ૩. ૬ ભચરડે પ્ર· ૧. ૭ સાત પ્ર· ૧–૪. ૮ સહી પ્ર· ૧. ૯ સેનાના પ્ર· ૧. જોદ્ધાના પ્ર· ૨.

વાનરની કાઢે નસ જાળ, ગળે ઘાલે આંતરડાંની માળ! ૫૩
ચુસે કંઠને ઘુંટડા ભરે, [1]મુખે રૂધિરના રેલા ઉતરે !
એમ સેનાનો વાળ્યો [2]સંહાર, રામચંદ્રને થયો ઉચાટ. ૫૪
[3]દૃષ્ટિ ઓળખી રાઘવ તણી, સુગ્રિવ ધાયો રાક્ષસ ભણી;
કુંભકર્ણ અકળાવ્યો ઘણું, બળ વાધ્યું રાય સુગ્રિવ તણું. ૫૫
માર્યો સારથી મહા પ્રચંડ, પડ્યું છત્ર ભાગ્યો [4]ધ્વજ ડંડ;
કુંભકર્ણ કીધો વિણુ રથ, જય પામ્યો સુગ્રીવ સમર્થ. ૫૬
વાનરમાં થયો જે જે કાર, કુંભકર્ણ [5]કોપ્યો છે અપાર.
ધાયો રાક્ષસ પાળો પાયે, સહસ્ર કપિ મૂક્યા મુખ માંયે. ૫૭
પેટમાં વાનર [6]ફેરા ફરે, ઉછળે કૂદે હોંકારા કરે!
[7]જઠરાગ્નિની પીડા હોય, ન પામે નિસરવા કોય; ૫૮
કપિનું દુઃખ જાણી બળવાન, પાપીને હાથ ચઢયો હનુમાન;
[8]જોઈ કુંભકર્ણ બળવંત, મુખ માંહે મુક્યો હનુમંત. ૫૯
થયો સેનામાં હાહાકાર, [9]ગ્રહ્યો દેખીને પવન કુમાર;
રાક્ષસ સાથ ગાજીને હસ્યો! ભાઇ! વાડી વાળો રાગે ગ્રસ્યો!! ૬૦
વાલ્મિકજી વાણી ઉચરે, હનુમંત વીર શું પ્રાક્રમ કરે;
કુંભકર્ણની કૂખ મુઝાર, પડ્યો આવીને પવન કુમાર. ૬૧
માંહો માંહે વાનર [10]અફળાય, નામ ઠામ પૂછે કપિરાય;
દુર્ગંધ વાસના મોટું પેટ! શેવાળ ભર્યો શું સાગર બેટ!! ૬૨
[11]ઝુંખ જાળ આંતરડાં તણી, વિંટાય વાનરને પાગ ઘણી !
બીજા કપિને ગળતો જાય, ઉદરમાં ભીડ ઘણેરી થાય ! ૬૩
ટાળવા કપિવરનું દુઃખ, નખે હનુમાને ફાડી કુખ;
ઉદર માંહે અજવાળું થયું! નદિની પેરે શ્રોણિત વહ્યું ? ૬૪
જ્યમ મોટા ઘરનું બારી છજું ! ત્યમ કુંભકર્ણની કુખે †ભજ્યું.

---

૧ ગળે પ્ર· ૧. ૨ સહિઆટ પ્ર· ૩. આ શબ્દથી પ્રાસ બેસી રહે છે પણ તેનો અર્થ સમજાતો નથી. સંહાર શબ્દ ત્રણે પ્રતમાં છે. ૩ ધસી સેના પ્ર· ૧. ૪ રથ પ્ર· ૪. ૫ ત્યારે પ્ર· ૧. પછે પ્ર· ૩. ૬ ફડફડે પ્ર· ૧. ૭ ન પામે નિસરવા કોય, કુંભકર્ણને ત્યાં પીડા હોય પ્ર· ૧. ૮ આ કડી પ્રત ૨–૪ માં નથી. ૯ ગ્રસ્યો દેખી વાયુ કુમાર પ્ર· ૩. ૧૦ અકળાય પ્રત ૧–૨–૪. ૧૧ કુખ પ્ર·૩ † ભજ ધાતુનો મૂળ અર્થ પામવું= મેળવવું તે પરથી પામ્યો એવો અર્થ અથવા ભજવવું એ કર્મકનું મૂળ

તે વાટે વાનર નાસી જાય, તે નથી જાણતો રાક્ષસ રાય ! ૬૫
અંતે નિસર્યો વાયુ કુમાર, થયો વાનરમાં જેજે કાર;
કુંભકર્ણ ધાયો રણ માંય, [1]જુધ કરતાં ઝાલ્યો સુગ્રિવ ત્યાંય. ૬૬
જ્યમ કુંજરને સાહે કેશરી, ત્યમ રાક્ષશ ચાલ્યો પાછો ફરી;
સૌ વાનર સેના પૂઠે થઈ, પડે માર પણ મૂકે નહીં. ૬૭
લઘુ લાઘવી વિદ્યા કરી, સુગ્રિવ રાય નાઠો નિસરી;
બેઠો મસ્તક ઉપર દેઇ [2]હાક, કુંભકર્ણનું કરડયું નાક ! ૬૮
કરે કરી [3]ખુંટયા બેહુ કાન, નાઠો [4]વાનર પતિ બળવાન;
કરૂપો કપિયે રાજા કર્યો, તે લજ્જા પામી પાછો ફર્યો. ૬૯
રૂધિર ધાર ભયાનક અતિ, [5]જાણે ધાતુ ઝરતો ગિરિપતિ!
ઘણા કપિ મુક્યા મૂખ માંય, [6]કાન નાકને છિદ્રે નાસી જાય. ૭૦
દશ લક્ષ કપિ કીધા નિપાત, પછે સન્મુખ આવ્યા રઘુનાથ;
ઘણું યુદ્ધ કીધું શ્રી હરિ, પદબંધ કરૂં સંક્ષેપે કરી. ૭૧
કુંભકર્ણનો જોઈ અહમેવ, ગુપ્ત રામને સ્તવતા દેવ;
પ્રલય રૂપ કીધું રઘુનાથ, કુંભકર્ણના છેદ્યા હાથ. ૭૨
પાટું મારવા ધાયો રામ, ત્યારે રામે છેદ્યા બેહુ પાય;
છેદ્યું મસ્તક મૂકી બાણ, રાક્ષસ માંહે પડયું ભંગાણ. ૭૩
મસ્તક પડતાં કંપી ધરા, લંકા કોટ પડયા કાંગરા !
કંપન [7]અતિ કંપન બળવંત, હનુમાને તેનો આણ્યો અંત. ૭૪
લક્ષ્મણે માર્યો અતિકાય, મહોદર માર્યો મંત્રી રાય.

## વલણ.

મંત્રી મહોદર પડયો, થયો રાવણ [8]વિદ્યે ચીતરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, [9]પછે યુદ્ધે ચઢયો ઈંદ્રજીતરે. ૭૫

---

અકર્મક લીધું હોય તો બન્યું–થયું એવો અર્થ થાય. ઘણી ખરી પ્રતોમાં "ભજ્યું" લખ્યું છે તેનો અર્થ બેસતો નથી. ૧ યુધ કરતાં સાહ્યો પ્ર. ૩ ૨ હાથ પ્ર. ૧–૩. ૩ ચુંટયા પ્ર. ૩. ૪ નરપતિ પ્ર. ૪. ૫ સુગ્રીવ રાયને ધીરતો નથી પ્ર. ૧. પણ ઉપલી કડી ઘણી ખૂબીદાર છે. મોટા પર્વતમાંથી જેમ ધાતુ ઝરતી હોય તેમ પર્વતમાંથી અનેક રસ ઝરેછે. ૬ વાંદર દુ:ખ સહુ પામ્યા ત્યાંય પ્રત ૪. ૭ અનુકંપન પ્ર. ૪, અકંપન પ્ર. ૩. ૮ થયું રાવણનું વિઘ્ને ચીતરે પ્રત. ૧. વિગ્રહ ઉપરથી વિદ્યે. ૩ હવે પ્રત. ૧

## કડવું ૧૫ મું. રાગ રામગ્રી.

ચઢ્યો યુદ્ધે સુત મેઘનાદજી, ક્યાં ગયો રાઘવ કરતો સાદજી;
સૈન [1]ઘટામાં આવ્યો બળવંતજી, રાક્ષસી માયા કરતો અનંતજી.

## ઢાળ.

અનંત માયા પ્રગટ કીધી. થયો બહુ અંધકાર;
દળદળાય રાઘવ તણું, કહેતાં ન આવે પાર. ૧
[2]લક્ષ્મણ અંગદ સુગ્રીવ સાથે, સર્વે પમાડ્યા હાર;
ઇંદ્રજીતે માયા તણી, કીધી સીતા નાર. ૨
કેશે ગ્રહી છે કામની તે, કરે [3]વિવિધ વિલાપ;
સ્વરૂપ જોઇ સીતા તણું, રઘુનાથ ભુલ્યા આપ. ૩
તે માયા સ્ત્રી કહે રામને, [4]તમો મુકાવો રઘુનાથ;
આ પતિત મુજને મારશે. એો ખડ્ગ લીધું હાથ. ૪
[5]દુઃખ દીન પરાધીન વાણી, દીન ભાખી રોય,
નર વાનર વ્યાકુળ થયા, એ સત્ય સીતા હોય. ૫
ઇંદ્રજીત કહે રામને, તેં હણ્યો કુંભકર્ણ;
તે વેર લેઉં [6]કાકા તણું, સીતા પમાડું મર્ણ. ૭
એવું કહિને ખડ્ગ નાખ્યું, છેદ્યું સ્ત્રીનું શીશ;
હનુમંતને મુરછા થઇ, [7]મોહ પામ્યા શ્રી જુગદીશ. ૮
રાય વિભીષણે ભેદ ભાંજ્યો, સમજાવ્યા શ્રી રામ;
કૃત્રીમ જાણી જાનકી; ફરી આરંભ્યો સંગ્રામ. ૯
શત સહસ્ર રાક્ષસ મારિયા, [8]અંબેને પહોત્યો સ્વાદ.
બળ દેખી વાનર તણું, ફરી આવિયો મેઘનાદ. ૧૦
દશ કોટી [9]વાનર મારિયા, મોહાસ્ત્ર મૂકી બાણ;

---

૧ ઘટમાં પ્ર૰ ૧–૨. ૨ લક્ષ્મણ સુગ્રીવ વિભીષણ, અંગદ પામ્યા હાર. પ્રત૧. ૩ મુખ કરાવે વિલાપ પ્ર., ૨–૩–૪. ૪ મને પ્ર૰ ૪. ૫ દુર્બળની પરાધીન વાણી પ્ર૰ ૪. દુઃખ વડે દીન અથવા દુખી એવો અર્થ. ૬ દુઃખ દેઉં પ્ર. ૩. ૭ મૃત્યુવત શ્રી જુગદીશ. પ્ર. ૩.

૮ કાળનો પહોત્યો સ્વાદ પ્ર૰૧–૨–૪. એનો અથ બેસતો નથી. અંબામાતા-શક્તિને રાક્ષસો મરવાથી સ્વાદ મળ્યો એમ અર્થ થાય તોપણ એ ઠેકાણે કંઈ વધારે અર્થવાચક શબ્દ કવિએ મૂકેલો હશે. ૯ રાઘવ પ્ર૰ ૩.

સેના સર્વ [1]મોહવત થઇ, [2]મોહ્યા પુરૂપ પુરાણ. ૧૧
સુષેણ વૈદ્ય વાનરતણો, તેણે મોકલ્યા હનુમાન;
વાયુનંદન લાવ્યો ઔષધી, તેણે ઉઠયા શ્રી ભગવાન. ૧૨
ફરી યુદ્ધ માંડયું વાનરે, રામ કોપ્યા અંતર માંય;
એકવાર સંગ્રામ કરતાં, નાઠો રાવણ રાય. ૧૩
વિસ્તાર તેનો છે ઘણો, સંક્ષેપ કરૂં પદબંધ;
કહું કથા થોડામાં ઘણી, [3]જે રચાવ્યો છૂંદ. ૧૪
[4]જવ રાવણ ભાગ્યો રણ થકી, ગયો ઇંદ્રજીતની પાસ;
[4]ક્ષીણ પ્રતાપ જોઈ પિતા તણો, ઈંદ્રજીત ઉડયો આકાશ. ૧૫
સૂર્ય મંડળ [5]લગે જઈને, માંડિયો સંગ્રામ;
[6]સર વૃષ્ટી કીધી પાપિયે, તેણે પીડિયા શ્રી રામ. ૧૬
રીંછ વાંદર મર્કટને ત્યાં, ગુપ્ત થાયે ઘાત;
મેઘનાદના મારથી, શત સહસ્ર થયા નિપાત. ૧૭
[7]દુષ્ટને દેખે નહીં, છે દૂર લક્ષ યોજન;
[8]હાથ ઘસી સુગ્રીવશું, બોલિયા જગજીવન. ૧૮
આજ કપિ પાછા ફરો, જાઓ જીવતા નિજધામ;
જુદ્ધે જાનકી જડવી નથી, કહે મામ મૂકી રામ! ૧૯
હનુમાન કહે શ્રી રામને, એ શું બોલ્યા અવિનાશ,
જો લક્ષ્મણ બેસે હું ઉપરે, તો ઉડું હું આકાશ. ૨૦
શ્રી રામ કહે ધન્ય વીર મારા, ઉઠો લક્ષ્મણ બાપ;
જઇ જીતો ઇંદ્રજીતને, હનુમંત તણે પ્રતાપ. ૨૧
ચર્ણ વંદી શ્રી રામના, આરૂઢ થયા બળવંત;
ઈંદ્રજીત ઉપર જઇ રહ્યા, [9]પાંચ જોજન હનુમંત. ૨૨
લક્ષ્મણ કેરા પ્રહારથી, રાક્ષસ થયો ભયભીત;

---

૧ મોહાસ્ત્ર પ્ર· ૧-૨-૪. ૨ હાલ મોહનો અર્થ ચાલે છે તે ઘણો બદલાએલો છે. ૩ ના સમાય ઘટમાંય પ્ર· ૧-૪ નવમે ગટમે સિદ્ધ પ્ર. ૨. પણ આનો અર્થ બેસતો નથી. ૧-૪ પ્રત માંહેનું પણ સ્પષ્ટ નથી ને પ્રાસ તૂટે છે. ૪ આ બંને કડીઓ દરેક પ્રતમાં હેરફેર છે. ૫ સમિપે પ્ર· ૩-૪. ૬ સલા· પ્ર.૧ સલ્લ–પાષાણ. પ્ર.૧. ૭ તેને પ્ર.૪. ૮ ઘસી હાથ રઘનાથજી પછે, બોલ્યા એમ વચન. પ્ર· ૩. ૯ લક્ષ્મણ ચંદ્ર સમાન. પ્રત ૧ અને ઉપલી કડીને છેડે તેમાં બળવંત ને બદલે બળવાન છે.

હાક્યો રથ પૃથ્વી [1]તળે, નાસી ગયો ઇંદ્રજીત. ૨૩
હનુમાન લક્ષ્મણ ફરી આવ્યા, રીઝયા શ્રી રઘુનાથ,
મોહાસ્ત્ર મૂકો ઇંદ્રજીતે, વળી પાડયો વાનર સાથ. ૨૪

## વલણ.

પાડયો વાનર સાથ કપિ, ઔષધી લાવ્યો ફરી,
સાથ સૌ બેઠા થયો, ‡સાહ્ય હનુમાને કરી. ૨૫

---

## કડવું ૧૬ મું. રાગ સોરઠી.[2]

મળી બેઠા કપિ સૌ સાથ રે, મધ્યે બેઠા શ્રી રઘુનાથ રે.
વિભીષણને પુછે રઘુરાયરે, ઇંદ્રજીતનો કવણ ઉપાયરે. ૧
મેઘનાદે આણ્યા [3]વાજરે, નથી રહેવી આપણી લાજરે,
સ્ત્રીની આશા મુકો આજરે, સાયર મિથ્યા બાંધી પાજરે. ૨
વંદી સીતાપતિના પાયરે, ત્યાં બોલ્યા વિભીષણ રાયરે;
મેઘનાદ માર્યો કેમ જાયરે, કહું કઠણ છે એક ઉપાયરે. ૩
જે નરે પાળ્યો હશે સન્યાસરે, બાર વર્ષ કર્યો વનવાસરે;
અંન ઉદક તજ્યું ખટમાસરે, તેથી ઇંદ્રજીત થાશે નાશરે. ૪
રહ્યો દ્વાદશ વર્ષ બ્રહ્મચારીરે, બાર વર્ષ નિદ્રા વિસારીરે;
હોય ગુરૂજન આજ્ઞાકારીરે, તેથી ઇંદ્રજીત મરે ‡મુરારીરે. ૫
શુણીં વિભીષણની ત્યાં વાણીરે, મુસ્તક ધુણી ધસ્યા બેઉ પાણિરે;
બોલ્યા વિદ્વે થઇ રઘુનાથરે, તમો સાંભળો વાનર સાથરે. ૬
હવે કોણ જીતે એ જોદ્ધરે, રૂદે કરી જુઓ પરિશોધરે;
થયો સંગ્રામ મિથ્યા વિરોધરે, ત્યારે બોલ્યા લક્ષ્મણ પ્રતિબોધરે. ૭
શુણો રાઘવ અશરણ શર્ણરે, દઢ રાખો અંતઃકર્ણરે;
કહ્યાં તે મેં કિધાં આચર્ણરે, હું પમાડું પાપીને મર્ણરે; ૮

---

૧ તળે-તળ ઉપર. તળીઉં નહીં. આકાશથી નીચે ઉતર્યો. ‡ આ કડવામાં કવિયે ઘણું ટુંકાવી દીધું છે. ૨ સોરઠીની ચોપાઇ પ્ર૦૩. ૩ આ શબ્દ હાલ ઘરખુંણીઓ થઇ પડયો છે. મેહેનત કરીને વાજ આવ્યો એમ બોલાય છે. ‡આ શબ્દ બહુધા કૃષ્ણને લગાડે છે. મુર નામના દૈત્યને તેમણે મારેલો તે પરથી; પણ કૃષ્ણ રામને વિષ્ણુના અવતાર ગણી એકનાં વિશેષણ બીજાને લગાડાય. અધ્યાત્મ રામાયણ (યુદ્ધકાંડ ૧૩મા અધ્યાયના ૧૭મા શ્લોક) માં રામની સ્તુતિ કરતાં મથુરેશ એમ કહેલું છે. તેમજ પંદરમા અધ્યાયના ૬૫મા શ્લોકમાં મુરારે શબ્દ છે.

જેજે કાર કપિએ કીધોરે, હાવે અર્થ આપણો [1]સીધ્યોરે;
રામે લક્ષ્મણ રૂદયા લીધોરે, †મેઘનાદ સાગર તેં પીધોરે. ૯
કોણ સમે તેં એ વ્રત કીધુંરે, કંઈ એ [2]અંન ખટમાસ ન લીધુંરે;
કમ નિદ્રા સુખ મૂકી દીધુંરે, [3]કમ કાયા કષ્ટ તેં કીધુંરે. ૧૦
બ્રહ્મચર્ય વિરા ક્યમ પાળ્યુંરે, એવે દુઃખે [4]આપ પ્રજાળ્યુંરે;
ઈંદ્રજીત રૂપી સાલ ટાળ્યુંરે, આજ સીતા ગયું રત્ન વાળ્યુંરે. ૧૧

## વલણ.

સીતા રત્ન ફરીં વાળિયું, કાજ આજ અમારાં સર્યાં;
શ્રી રામ પૂછે ફરી ફરી, એ કઠિણ વ્રત તમો [5]ક્યાં કર્યાં

## કડવું ૧૭ મું. રાગ [6] વેરાડી.

નાસા લોચન ટપકે નીર, લક્ષ્મણને પૂછે રઘુવીર;
હે સહોદર મંત્રી બાપ!, વ્રત કરી ક્યમ [7]કષ્ટ્યું આપ. ૧
તવ કર જોડી લક્ષ્મણ ઓચર્યા, આપણ અયોધ્યાથી નીસર્યા;
ચિત્રકૂટથી આગળ ગયા, મારગમાં તમો તરસ્યા થયા. ૨
જળ ભરવા ગયો નદી માંય, મુજને જળની થઇ [8]ઈચ્છાય;
તમો તરસ્યા શ્રી ભગવાન, મેં પાપીએ કીધું જળપાન.
પછે પાત્ર મેં જળનું ભર્યું, તે સમે મુને સત્ય સાંભર્યું;
તૃષિત સીતા વ્યાકુળ હરિ, મેં જળ પીધું ભ્રાંતિયે કરી. ૪
જેષ્ટ ભ્રાત વિના જળપાન, કનિષ્ટ તે મળ મુત્ર સમાન;
ખટમાસ [9]પર્યંત રઘુવીર, તે દા'ડેથી મેં તજીયું નીર. ૫
માસેક પૂઠે જુગદાધાર, ફળ લેવા ગયો એકવાર;
તમને સમર્પ્યા વિના રઘુરાય, મેં બદરી ફળ મૂક્યું મુખ માંય. ૬
વળતી મુજને [10]સ્મરણ થઇ, મુસ્તક ધુણી દંત જીહ્વા ગ્રહી;
જેષ્ટ ભ્રાત વિના કરે ભોજન, કનિષ્ટને તે [11]અખાદ્ય અંન. ૭

---

૧ સિદ્ધ થયો, સાધ્યો. † ઈંદ્રજીત રૂપી સાગર તેં પીધો એટલે હવે તું તેને મારી નાખીશ. ૨ ઉદક પ્ર. ૧. ૩ ખટમાસ ઉદક ન પીધુંરે પ્ર. ૩. ૪ નામ અર્થે. પોતાનું શરીર. અંગ શબ્દ પ્રત ૪ માં છે. ૫ ક્યમ પ્ર. ૪. ૬ વેરાડી ચોપાઇ પ્ર. ૧–૨. ૭ રાખ્યું પ્ર. ૧. અહીંપણ આપ નામાર્થે શરીર વાચક કષ્ટ્યુંનું કર્મ છે. ૮ ચિંતાય પ્ર. ૧. ૯ પરજંત પ્ર. ૧–૪ અપભ્રષ્ટ છે. ૧૦ હાલ એ શબ્દ નારીજાતિમાં વપરાતો નથી. ૧૧ ખાવા લાયક નહીં.

તેનું પ્રાયશ્ચિત સમજી કર્યું, ખટમાસ ભોજન પરહર્યું;
નિદ્રા તજ્યાનો કહું વિસ્તાર, આપણ વનમાં સુતા એકવાર. ૮
દક્ષિણમાં હું, મધ્યે અવિનાશ, સીતા સૂતાં ડાબી પાસ,
ગઈ અર્ધરાત્ર નિદ્રામાં ભર્યો, મારો હાથ તમ ઉપર પડ્યો. ૯
અજાન બાહુ લાંબો અત્યંત, જઈ પહોતો સીતા પર્યંત;
તમો જાગતા હુતા સીતાનાથ, મારો હળવે ઉચળ્યો મુક્યો હાથ. ૧૦
ભુજ લેતાં હું જાગૃત થયો, મેં વિવેક તમારો લહ્યો;
થયો તમારા મનમાં વિચાર, રખે જાગતી સીતા નાર. ૧૧
(કાંજે) સ્ત્રીનું મન હોય ચંચળ ઘણું, (તેણે) કપટ [1]વરશે લક્ષ્મણ તણું;
જો જાનકી જાણશે સંદેહ, તો લક્ષ્મણ તજશે નિશ્ચે દેહ. ૧૨
એવો વિવેક રૂદેમાં ગ્રહી, [2]પ્રભુ મુજને જણાવ્યું નહીં;
પછે મેં મનમાં કીધો વિચાર, એ [3]સંસર્ગ પાતિક થયું અપાર. ૧૩
સુમિત્રા સરખી સીતા માત, નિદ્રાવશ પડ્યો [4]ઉપર હાથ;
મેં તેનું [5]પ્રાશ્ચિત કીધું સહી, બાર વર્ષ નિદ્રા કરૂં નહીં. ૧૪

## વલણ.

નિદ્રા તજી તે કારણે, બ્રહ્મચર્ય તો સે'જે થયું રે;
એ વૃત કીધાતું કારણ, જેમ છે તેમ તમને કહ્યું રે. ૧૫

## કડવું ૧૮ મું. રાગ [6]મેવાડો.

લક્ષ્મણની વાણી સાંભળી, વાનર સૌ ગાજ્યા હુકલી;
(ભાઇ) મેઘનાદ હવે નિશ્ચે મરે, લક્ષ્મણની સૌ પ્રસંશા કરે. ૧
કષ્ટ સાંભળી બાંધવ તણું, રામચંદ્ર દુઃખ પામ્યા ઘણું;
મુજ નિમિત પીડા ઘણી સહી, રોય રઘુપતિ એવું કહી. ૨
પછે વિભીષણને પૂછે રાય, જોતાં ઉત્તમ મળ્યો ઉપાય;
મેં તમને સોંપ્યો લક્ષ્મણ ભ્રાત, ઇંદ્રજીતને કરો નિપાત. ૩
રાય વિભીષણ કરે વિનતિ, સાંભળો સ્વામી લક્ષ્મણ [7]જતિ;
મુજ સાથે આવો મહારથી, મેઘનાદ મરશે સર્વથી. ૪
ઉઠ્યા લક્ષ્મણ માગી વિદાય, ચાલ્યા નમી રઘુપતિને પાય;

૧ વરસવું–થવું. વસશે શબ્દ કદાચ કવિનો હશે. ૨ પ્રભુ મુને પણ જગાડ્યો નહીં પ્ર· ૩. ૩ નિદ્રા પરહરી ન કીધી અંગિકાર પ્ર·૩. ૪ ઉર ઉપર પ્રત. ૩. ૫ પ્રાયશ્ચિત. ૬ રાગ વેરાડી પ્ર· ૪. ૭ યતિ પ્ર·૩.

પંચવીશ કોટી કપિવર સાથ. વિદાય કીધા શ્રી રઘુનાથ. ૫
હનુમાન ઉપર બેઠા લક્ષ્મણ, ચાલ્યા રાઘવના વંદી ચર્ણ;
ગયાં વાડીમાં પાછલી રાતે, તે જઈ પહોત્યા વા'ણુંવાતે. ૬
બેઠો છે ઇંદ્રજીત બળવાન, રક્ત વસ્ત્ર કરી પરિધાન;
વિભીષણ કહે લક્ષ્મણ રાય, ઇંદ્રજીત છે વાડી માંય. ૭
એક ગુફા છે આણે સ્થાન, તેમાં બેસી ઇંદ્રજીત ધરે ધ્યાન;
નિકુંભના નામે ઈશ્વરી, [1]તે ઇષ્ટ દેવી મેઘનાદે કરી. ૮
અજા મહિષ મેદ મદ્યપાન, ખગ મૃગ બક બળીદાન;
અડદ સરસવ રાઈ મશૂર, હોમેછે કુંડ માંહે અસૂર. ૯
જો પૂર્ણ ધ્યાન વ્રત એ કરશે, તો કુંડ માંહેથી રથ નિસરશે;
જો તે રથ ઉપર ચઢશે જઈ, મેઘનાદ પછે મરશે નહીં. ૧૦
માટે ધ્યાન ભંગ કરો જ્યમ ત્યમ, પછે વાનરે માંડ્યો ઉદ્યમ,
ધસી ગુફામાં પેઠા બળવંત, નળનીલ અંગદ હનુમંત. ૧૧
ઇંદ્રજીત બેઠો ધરી ધ્યાન. [2]દૃઢ આસન મન મેરૂ સમાન;
રાવણ નંદન દમ્યો અપાર, વાનર કરે નખપદના પ્રહાર. ૧૨
ચઢે સ્કંધે ઢંઢોળે શીશ. કાનમાં કપિ પાડે ચીસ;
મસ્તક ઉપર બેસે ચઢી, દારૂણ દુઃખ દીધું બે ઘડી. ૧૩
[3]વણસાડ્યા પૂજાના ઉપહાર, હુતદ્રવનો ત્યાં કીધો આ'ર;
[4]છોછ અગ્નિ કુંડમાં કરી, ધૂળ નાંખી માંહે પોસો ભરી! ૧૪
જુએ આંખ ઉઘાડે હાથે ગ્રહી, કો ગુદ દેખાડે અવળા રહી!
ઓલવી હુતાશનની જ્વાળ. જઇ ત્રોડી સ્મરણની માળ. ૧૫
લક્ષ ગાળ દીધી ગ્રહી કાન, મેઘનાદ ન મૂકે ધ્યાન;
કરડે તાણે નાસી જાય, મૂખ ઉપર મૂકે કપિ પાય. ૧૬
કુંડ માંહે કીધી [5]લઘનીત! તવ ક્રોધ કરી ઉઠ્યો ઇંદ્રજીત;
ગુફાથી કપિ નાસી નિકળે, ઇંદ્રજીત તવ ધાયો પુઠળે. ૧૭
જેવે બા'ર નિસર્યો રાજકુમાર, જઇ વાનરે રૂંધ્યું ગુફાનું દ્વાર;
ગુફા વિભીષણે રોકી જઇ, ઈંદ્રજીતે પેસાયું નહીં. ૧૮
જોઇ કાકા તણું કપટ, જઇ રથપર બેઠો સુભટ;

---

૧ તે મેઘનાદે વશ કરી પ્ર૰૪. ૨ આસન ન ડગે એવું, ને મન મેરૂ પર્વતના જેવું અચળ. દૃઢ આસન માંડ્યું અસગાન પ્ર૰૧. ૩ નૈવેદ્ય પૂજાના ઉપહાર પ્ર૰૩. ૪ અભડાવ્યો. ૫ પિસાબ.

હનુમાન ઉપર લક્ષ્મણ ચઢ્યા, ઉભય વીર સન્મુખ ગડગડ્યા. ૧૯
ઘોર યુદ્ધ માંડયું તે સમે, પદ પ્રહારે ધરા ધમધમે;
અનંત રાક્ષસી સેના હણી, રહ્યા વાનર આખી અણી. ૨૦
વરસે ગિરિ તરૂ વરસાત, વાનર વીર વઢે ઉત્પાત;
કોપ્યો ઇંદ્રજીત બળવાન, કિધા [1]મુર્છા નળ જાંબુવાન. ૨૧
પડયો વિભીષણ અંગદ યુદ્ધ પતિ. મુર્છા ખાધી લક્ષ્મણ જતિ;
અનંત કપિ પડ્યા બળવંત, તે સમે રણ રાખ્યું હનુમંત. ૨૨
એક વૃક્ષનો કિધો પ્રહાર, મુર્છા પામ્યો રાવણ કુમાર;
ઇંદ્રજીત પછે ઉઠ્યો ફરી, લક્ષ્મણે યુદ્ધ માંડયું બળ કરી. ૨૩
મેઘનાદે મુક્યો હુતાશન, લક્ષ્મણે પ્રેર્યો [2]પરજન્ય;
વાયુ પ્રેર્યો રાક્ષસ નૃપ, લક્ષ્મણે મુક્યા બહુ સર્પ. ૨૪
મેઘનાદે પ્રગટ્યા કોટી ગરૂડ, લક્ષ્મણે શિલા ચલાવી પ્રૌઢ;
વજ્રાસ્ત્ર બાણ મુક્યું રાક્ષસે, ગિરિ કાપી નાખ્યા ચાર દીશે. ૨૫
બ્રહ્માસ્ત્ર બાણ મુક્યું લક્ષ્મણે, રૂદ્રાસ્ત્ર મુક્યું સુત રાવણે;
વિષ્ણવાસ્ત્ર મૂંક્યું લક્ષ્મણ વીર, મર્યાદા છોડી સાગર નીર. ૨૬
કાંપ્યા દેવ ડોલ્યા દિગપાળ, ખળભળીયાં સાતે પાતાળ;
પૃથ્વી તળ થયું કંપાયમાન, ચળ્યા [3]ચંદ્ર નક્ષત્ર ભાણ! ૨૭
દશરથી યોદ્ધા રાવણ ભણી, મૂકે બાણ મંત્ર ભણી ભણી;
બાણ એક મુંક્યું બળ ભરી, લક્ષ્મણે લઘુ લાઘવી કરી. ૨૮
સારથીનું મસ્તક છેદીયું, [4]ધ્વજા છત્ર છેદી પાડીયું;
કવચ કાપીને હણ્યા તોખાર, નખ શિખ કિધા સરના પ્રહાર. ૨૯
પુષ્પ વૃષ્ટી લક્ષ્મણપર થાય, અમર ગુણ હરિના ગાય;
ધન્ય ધન્ય લક્ષ્મણ [5]ધીર મન. સ્તુતિ કરે દેવ રાજન. ૩૦
કાકુસ્થ કુળ દીપ તું ચંદ્ર, પર્વણીએ વાધે જેમ સમુદ્ર.
ઈંદ્રજીત અકળાયો ઘણું, કો પાસે ન દીઠું પોતા તણું. ૩૧

---

૧ મુર્છાગત, મુર્છીત. વિશેષણના અર્થમાં. ૨ એકએકથી ચઢતાં-છેદન કરે એવાં બાણ ચાલ્યાં. ઇંદ્રજીતના અગ્નિને નરમ પાડવા લક્ષ્મણે વરસાદ પ્રેર્યો. વરસાદને દૂર કરવા ઇંદ્રજીને વાયુ ઉસ્કેર્યો ઇત્યાદિ. આ સૌ કેવળ કલ્પિત છે એમ સુધરેલા પૈકી ઘણા માને છે. કેટલાક કહે છે કે અગ્ન્યાસ્ત્ર વગેરે હથિયાર પૂર્વે ચાલતાં હતાં. ૩ ઇંદ્ર શબ્દ ચંદ્રની પછી પ્રત ૨-૩-૪માં વધારેછે. ૪ ધ્વજા દંડ ત્રોડી પાડિયું, પ્ર. ૧. ૫ ધીમાન પ્ર. ૨-૩-૪.

પાડ્યો મુગટ છેદયાં હથિયાર, કાળરૂપ સર કાઢ્યું બા'ર;
ઇંદ્રજીતનો કંઠ નિરખી, મુક્યું બાણ ધનુષ્ય આકર્ષી. ૩૨
છુટાં બાણ મૂકે મહાબળી, ધાર જાણે ચમકે વિજળી,
જાણે મેરૂ શિખર ત્રુટી પડશે, કે પૃથ્વી બ્રહ્માંડે અડશે ! ૩૩
કુંડળ લોલ કપોળ વિશાળ, મુખ સોળ કળા શશિ ભાળ;
ઇંદ્રજીતનું છેદયું શીશ, જઇ પડિયું જ્યાં લંકાનો ધીશ. ૩૪
મસ્તક પડયું જવ ખોળા માંય, મુર્છા પામ્યો રાવણ ત્યાંય;
વિલપે સુલોચના સુંદરી, આક્રંદ કરે ત્યાં મંદોદરી. ૩૫
હાહાકાર કરે લોક સમસ્ત, ભાઇ લંકા દીનકર પામ્યો અસ્ત;
ફરી સેના ગઈ જ્યાં રાઘવ રાય, લક્ષ્મણ નમ્યા જઈ રામને પાય. ૩૬
પછે પ્રીતે દિધાં આલિંગન, વખાણે બંધવ કપિ રાજન;
રામચંદ્ર પૂંછે ફરી ફરી, ઇંદ્રજીત [1]ધી આવ્યો કેમ તરી. ૩૭
આજ પ્રાપ્તિ સીતાની થઇ, મેઘનાદ મર્યો ચિંતા ગઇ;
જેજેકાર કપિ દળમાં થયો, એક પાપી રાવણ હણવો રહ્યો. ૩૮

## વલણ.

રહ્યો રાવણ મારવો, કપિ રામના ગુણ ગાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે લંકામાં શું થાયરે.

---

### કડવું ૧૯મું. રાગ વેરાડી.

વાલ્મિક કહે સાંભળો રૂષિરાય, શું નિપન્યું પછે લંકાં માંય;
હાહાકાર નગરીમાં થયો, તોલ જશ રાવણનો ગયો. ૧
આવી મંદોદરી નાથ કને, કાં કંથ વાંઝણી કીધી મને;
ઇંદ્રજીત અક્ષય અતિકાય, ત્રણે પુત્ર મરાવ્યા રાય. ૨
ઉજડ લંકા દિસે સમશાન, ઘર ઘાલ્યું દુભ્યા ભગવાન;
એવું કહીં તે [1]ડી સુંદરી, સુતના ગુણ ગાય ફરી ફરી. ૩
મારા જુગ જાણીતા સુત જોદ્ધ, હું દુખણી માતને દો પ્રતિબોધ.૫
ઇંદ્રરાયનું બંધન કરી, [2]મારા મેઘનાદ! આવ્યો ફરી;
આવો અતિકાય લાડ ઘેલા, આવો અક્ષય કુંવર અલબેલા. ૬
પય પાન દેઇ મેં ઉછેર્યા, ગુણવંતા કાળે કેમ ઘેર્યા;
મારી વહુવર ત્રણે લુટાણી, કુમુદની પેરે કરમાણી. ૭

---

૧ ઉદક પ્ર૰ ૧. ૨ સંબોધનાર્થે વિભક્તિ કાર્ય થયું છે.

તે નિર્ભય ક્રોથી નવ બીતા, મારા ત્રણે કુંવર જાણીતા;
રાવણને કહે મંદોદરી, ફળ લીધું પર નારી હરી ? ૮
મેં વાર્યા તમને વારેવાર, બુદ્ધ ભ્રષ્ટ થયા ભરથાર;
ન સીતા સાથ માંડ્યું ઘરસુત્ર, ખોયા ભાઈ જમાઇ ને પુત્ર. ૯
હજી છત્ર ધરતાં નથી લાજતા, કોટ કાંગરે કપિ ગાજતા;
તવ ઉઠ્યો રાવણ ક્રોધ કરી, સાંગ [1]વાસવી કરમાં ધરી. ૧૦
જે પર નાખે તેના હંસ હરે, તે શક્તિ ક્રોથી પાછી ન ફરે;
ઘનનાદે દશાનન ગડગડે, જઈ વાનર દળમાં ત્રુટી પડે. ૧૧
છે પુત્રનું વેર લેવાનો હામ, દશગ્રીવે માંડ્યો સંગ્રામ;
શતબળ મહાબળના ધામ, સુગ્રીવ વિભીષણ લક્ષ્મણ રામ. ૧૨
અંગદ હનુમાન મુખે ગડગડ્યા, જઈ રાવણ ઉપર ત્રુટી પડ્યા;
દારૂણ યુદ્ધ થયું તે સમે, સળકે શેષ ધરા કમકમે. ૧૩
શિલા શિખર પડે બહુ વૃક્ષ, છૂટે બાણ ત્યહાં લક્ષોલક્ષ;
[2]ઉડે રેણુ કરે નાદ અનેક, શું અવની [3]આભ થાશે એક! ૧૪
શ્રોણીત સરિતા દારૂણ વહી, સમુદ્ર થયો શ્રોણીતમય સહી;
પ્રલય અનળ જેવો જાજુલ, રાવણ રૂપ થયું તદ તુલ્ય. ૧૫
છેદે વેધે ભેદે વપુ, પ્રબળ વાનર દળનો રિપુ;
ઇંદ્રજીતનું દુઃખ મન ધરી, રાય ઘણું પીડે સેના વાનરી. ૧૬
સુગ્રીવ વિભીષણ નાઠા જાય, મુર્છા પામ્યા શ્રી રઘુરાય;
નળનીલ જાંબુવાન હનુમાન, પડ્યા ભૂતલે મૃત્યુ સમાન. ૧૭
દધિમુખ મયંદ ગવાક્ષ સુષેણ, સર પ્રહારે ઉડ્યા જેમ રેણ;
પણછ કેશરી સતબળ તાર, તે પડ્યા [4]ઘાયલ કરે પોકાર. ૧૮
રીંછ મર્કટ [5]દેહવટ વાનરા, રૂધિર માંસ યુક્ત થઇ ધરા;
સકળ સાથ અનાથવત્ થયો, તવ લક્ષ્મણ યોદ્ધો સન્મુખ રહ્યો. ૧૯
ક્રોધાયમાન ચિતમાં ચટપટી, સર જાળમાં રાય લીધો લટપટી;
કિધો રાવણ વ્યાકુળ મહારથી, છેધું છત્ર માર્યો સારથી. ૨૦
કાપ્યું કવચ છેધો ધ્વજ ડંડ, રથ ઘોડા કીધા શતખંડ;
પુષ્પ વૃષ્ટી અમર ગણ કરે, ધન્ય સૌમિત્રી! સર્વ ઉચરે. ૨૧
સાંગ વાસવી કરમાં ગ્રહી, ધસ્યો રાવણ પાળો થઇ;

---

૧ વાસુકી પ્ર૰ ૪. વીશ લઇ પ્રત ૨. ૨ ઉડે રેણું ધંધ થાય અનેક પ્ર૰ ૧. ઉડે રેણું ખર નાદ અનેક પ્ર૰ ૨. ઉડે રેણું કરે તુખર નાદ અનેક પ્ર૰ ૩. ૩ અંબર પ્ર૰ ૩-૪. ૪ ધરા. પ્ર. ૧. ૫ દોહોવટ.

માર્યું કપિદળ પગે દળી, જયમ કુંજર મરદે કદળી! ૨૨
સઘળું દળ કંપાવ્યું પગ વડે, સાત પાતાળે પરછંદા પડે;
થયો રૂદ્ર કોપ તામસ ભર્યો, [1]શ્યામ વર્ણ આખો સંચર્યો. ૨૩
મુકી સાંગ લક્ષ્મણ ઉપરે, [2]ધુધવાડા [3]જાતી તે કરે;
ઘમકે ઘંટા ઘુઘરમાળ, જેને [4]અગ્રે વસી રહ્યો કાળ. ૨૪
ત્રાહ્ય ત્રાહ્ય દેવ વાણી વદે, તે જઈ બેઠી લક્ષ્મણને રૂદે;
જેમ [5]બીલમાં પેસે સાપણી, તમ કાળજામાં પેઠી પાપણી. ૨૫
લક્ષ્મણ [6]જોદ્ધાનો કરી નાશ, ગઇ સાંગ તે વાસુકી પાસ;
સૌમિત્રી જવ ધરણે ઢળ્યો, રાવણ પાપી પાછો વળ્યો. ૨૬
તે પેઠો પુરમાં દેઇ નિશાણ, થયું વાનરને લક્ષ્મણનું જાણ;
આવ્યા રીંછ મરકટ ટોળે થઇ, પણ લક્ષ્મણ ઉત્તર આપે નહીં. ૨૭
સીતળ પદ નાસિકા કર્ણ, પડયો જોદ્ધ પામીને મર્ણ;
શું થયું એમ કહે રઘુનાથ, દીઠો પ્રાણ વોણો લક્ષ્મણ ભ્રાત. ૨૮
હાહાકાર કરે વાનરા, પડ્યા રામ મુર્છા ખાઈ ધરા;
વિભીષણ ને સુગ્રીવ રાજન, [7]કરે રામને આશ્વાસન. ૨૯
વિલપે રાઘવ બેઠા થઇ, લક્ષ્મણ મસ્તક ખોળે લઇ;
[8]બોલો સંત શિરોમણ સાધ, ક્ષમા કરો મારો અપરાધ. ૩૦
કરો વિચાર સગપણ સ્નેહ, હું દુખિયાને નવ દીજે છેહ!
હું તારે આશ્રે વન નિસર્યો, તો પરિત્યાગ મારો કાં કર્યો? ૩૧
મારા કર્મના શા કહુ ભોગ, ગયું રાજને મે લીધો જોગ!
મુજ માટે થયું પિતાનું મર્ણ, વળી સિતાજીનું થયું હરણ. ૩૨
વળી તું મુજને મૂકી ગયો, હું ઘોઝારો દુઃખ જોવા રહ્યો!
હોય કાષ્ટપે કઠિણ પાષાણ, [9]પાષાણપે કઠિણ લોહ નિર્વાણ. ૩૩

---

૧ શ્યામ વર્ણ ક્રોધે આવરો પ્ર. ૧. ૨ ધુધવાટ પ્ર. ૪. ૩ જતાં, જતી વખતે. ૪ અંગે પ્ર.૩. ૫ બીલ-દર. પ્રત ૧માં એને ઠેકાણે દર શબ્દજ વાપર્યો છે. બીલ મરેઠી ને હીંદી શબ્દ છે, તે ન સમજાયાથી ઉતારનારે ફેરવ્યો સંભવે છે. ૬ પ્રત ૧ – ૩માં જોદ્ધાને છે. ૭ વિલપે રાઘવ બેઠા મન. પ્ર. ૧. ૮ લક્ષ્મણને કહેછે. ૯ માત્રા ઘણી વધી જાય છે. પ્રત ૪માં “ પાષાણ પે હોય કઠિણ લોહાણ ” છે તે વધારે બંધ બેસે છે, પરતું તે પણ પૂરૂં શુદ્ધ નથી અને લોહાણ શબ્દ લોહને માટે લેવો પડે છે. આજ ઉપમા દશમસ્કંધમાં કવિયે વાપરી છે.

લોહપે કહણુ વજ્ર લોક વદે, પણ વજ્રપે કઠણુ મુજ રૂદે!
જે આવે દુઃખે ફાટતું નથી, એવું કહીને રૂએ રઘુપતિ. ૩૪
[1]એ શરીર નિર્ગુણ જાણવું સહી, કીધો ગુણ કાંઈ જાણે નહીં!
પણ એક ગુણ મોટો પ્રભુ કહે, જેજે દુઃખ પડે તે સહે! ૩૫
મુને આગળથી લાતો જળ, મુને સમર્પીને લેતો ફળ;
મુને આગળ કરી પુઠે આવતો, કમંડળ લઇ આગળ ચાલતો. ૩૬
તો આજ કેમ અધર્મી થયો, મુજ પેહેલો કયમ સ્વર્ગે ગયો!
હજી મૈથિલી નથી મુકાવી, તો તુને નિદ્રા કેમ આવી! ૩૭
ઉઠો ઉદ્યમી કરો સંગ્રામ, એમ કહી કહી રૂએ રામ;
ભરથ શત્રુઘ્ન અજોધ્યા રહ્યા, પિતાજી તો સ્વર્ગે ગયા. ૩૮
જનક સુતા તો પરવશ પડી, અરે દૈવ આવી કોણ ઘડી!
અહો દશરથ અજોધ્યા પતિ, લક્ષ્મણ ને ભેટજો મારી વતી! ૩૯
તમો પુછજો છાનું કાન માંહે, તરછોડયા કાં રામને વન માંહે!
એવા વિલાપ રાઘવના સાંભળી, કપિની સેના રોઈ સઘળી. ૪૦
રૂએ દેવ ગાંધર્વ ને જક્ષ. રૂએ પર્વત વનનાં વૃક્ષ!
રૂએ સમુદ્ર નદી જલ જંત, પશુ પક્ષિ રૂએ [2]અનંત! ૪૧
છે વૈદ [3]વાનરનો અવતાર, સુષેણ બોલ્યા કરી નમસ્કાર;
સુણો વિનતિ શ્રી રઘુનાથ, કહુ લક્ષ્મણ જીવ્યાની વાત. ૪૨
દ્રોણાચળ પૂંઠે ગંધમાદન, તે પર્વત ઉપર દ્રુમ વેલિ વન;
છે [4]સલવસલા એવું નામ, તે ઔષધી જો આવે રામ. ૪૩
પણ જાવું આંઇથી લખ જોજન, પ્રભાત પેહેલી આવે સ્વામીન;
મૃતસજીવની લાવે કોય, સુણી રામ જોદ્ધા ભણી જોય. ૪૪

---

૧ બે ત્રણ પ્રતમાં એની ઉપર એક શ્લોક આપ્યો છે તે આ.

**श्लोक—निर्गुणस्य शरीरे मे । एक एव समुद्भवः ॥**
**यां यां पतति सौ मित्रे । तां तां सहति मानवः ॥**

અર્થ–મારા નિર્ગુણ શરીરમાં એક મનુષ્ય જાતીજ એવી છે કે તેજે જે દશામાં પડે તે તે સહન કરેછે. આ શ્લોક જુદી જુદી પ્રતમાં જુદી જુદી રીતે લખાયો છે. રમાયણમાંથી લીધેલો સંભવે છે. કવિએ ભાવાર્થ કવિતામાં ખુબીથી લીધેલો છે. એ ઉપરથી એનું સંસ્કૃત જ્ઞાન અને કાવ્ય શકિત જણાઇ આવે છે. ૨ ભગવંત પ્રત ૧. ૩ ધન્વંતરી. પ્રત ૧. ૪ સલ્ય વિસલ્યા પ્ર. ૩.

[1]ઉત્તર અપાય ન કોની વતી, બોલ્યા હનુમાન કરી વિનતિ;
હું જાવા હામ કરૂં રઘુરાય, લાવું ઔષધી પ્રાતઃ(કાળ) ન થાય. ૪૫
છે લક્ષ જોજન (એક) કોસ સમાન. કહી મનવેગી ચાલ્યો હનુમાન;
[2]શ્રી વાલ્મિકજી એણીપેરે ભણે, ત્યાં છળ કીધો રાય રાવણે. ૪૬
રાક્ષસ કાળનીમી એવું નામ, રાવણે તેને સોંપ્યું કામ;
કપિને રાખો મારગ માંહે, [3]ન જીવે લક્ષ્મણ જો વા'ણું વાયે. ૪૭
ત્રણ લક્ષ રાક્ષસ જોગી થઈ, તે પર્વત પાસે બેઠા જઈ;
તેણે માયા ભેદ કીધા ઘણા. (પણ) હનુમાને સહી પાપી હણ્યા. ૪૮
ગયો દ્રોણાચળ પૂઠે કપિ વીર, ત્યાં ત્રણ કોટિ છે વિદ્યાધીર;
તે ત્રણ કોટિનો કરી સંહાર, આગળ ચાલિયો પવન કુમાર. ૪૯
કંઇ એક કપિ સંગ્રામે ખોટી થાય, એવે કાળનીમી આગળથી જાય;
[4]વિસલ્ય કરણ હુતી એક, રાક્ષસે તેવી કીધી અનેક. ૫૦
માયા કીધી ત્યાંહાં સઘળે, પત્રે પત્રે ત્યાં દીવા બળે;
છે કોટ્યાન કોટિ વનનાં વૃક્ષ, તે વૃક્ષે દીવા બળે લક્ષે લક્ષ. ૫૧
હનુમાને આણ્યો મન વિવેક. સુષેણે મુને કહ્યું વૃક્ષ એક;
આ ઔષધીની સંખ્યા નહીં, કંઇ માયાની રચના એ સહી. ૫૨
ઔષધી વિના કેમ જાઉં ફરી, કહેશે રામ શું આવ્યો કરી;
ઓળખ્યા વિના વૃક્ષ લઉં [5]કીયું. હું તો સેવક ધર્મથી [5]બી'ઉં. ૫૩
માટે લેઇ જાઉં આખો પહાડ! સુષેણ ઓળખી લેશે [6]તત્કાળ;
પૂંછ વધાર્યું કપિ હનુમંત, ગિરિ પૂઠે વીંટ્યો બળવંત. ૫૪
સમુળો મરડી કાઢ્યો ગિરિ, [7]કુદ્યો જોદ્ધ મસ્તકપર ધરી!
દશ જોજન પો'ળો લંબો ત્રીશ, તે [8]પર્વત કપિએ લીધો શીશ! ૫૫

---

૧ પ્રત ૩ માં કેટલીક કડી હેર ફેર છે તે આ પ્રમાણે. ઉભા રહ્યા છે વાનર પતિ, પણ ઉત્તર ના અપાય કોની વતી; બોલ્યો હનુમાન કરી વિનતિ. જો મુને આજ્ઞા દ્યો રઘુપતિ. તમ કરૂણાએ શ્રી રઘુરાય, લાવું ઔષધી જમ પ્રાત ન થાય. ૨ કહે કથા વાલ્મીકજી ભણે પ્ર· ૧· ૩ ન જીવે લક્ષ્મણ વા'ણું વાય જો ત્યાંહે. પ્ર· ૧ ૪ વિશાળકરણી હુતી એક રાક્ષસી. તેણીએ તેવી કીધી અનેક ઓષધી. પ્ર· ૧. આ પછી એક કડી પ્ર· ૩ માં વધારે છે તે. સલ્ય વિસલ્યાનું ઝાડવું. દીપક જોતાં ઓળખ્યાં કાઢવું. ૫ બધી પ્રતમાં કીહુ ને બીહુ એવી જોડણી છે. બી ધાતુ હકાર સહિત હોવાથી બીહુ એવી જોડણી થાય. ૬ ઝાડ પ્ર· ૩. ૨, ળ, ડ પ્રાસને બાધક નથી. તુરત ઓળખવું એ વધારે સારૂંછે. ૭ ઉડયો પ્ર·૩. ૮ પુષ્પવત્ લીધો કપિ ધીશ પ્ર·૩.

વળી રાક્ષસે ખાળ્યો કપિ જન, ચાલ્યો કાળનીમીને કરી નિધન;
રાત પાછલી ઘટિકા ચાર, લાવ્યો ઔષધી પવન કુમાર. ૫૬
પર્વત મૂકીને કર્યો પ્રણામ, ધનધન! કહિ ભેટ્યા શ્રી રામ;
કીધો પર્વત રામે અવલોકન, થઇ રાક્ષસી માયા વિસર્જન. ૫૭
રહી વેલી એક દીપક તણી, સુષેણે ગ્રહી સજીવન મણી;
રસ કાઢી છાંટયો શરીર, તત્ક્ષણ ઉઠ્યા લક્ષ્મણ વીર. ૫૮
જેજેકાર કરે કપિ સાથ, [1]ભેટ્યા લક્ષ્મણને રઘુનાથ;
[2]અનેક કપિ પડ્યા સંગ્રામ, સર્વે જીવતા કીધા રામ. ૫૯
પર્વત ઉપરે ચઢ્યા શ્રી હરી, દ્રુમવેલીની પૂજા કરી.

## વલણ.

સત્ય વિસલ્યા ઔષધીની, શ્રી રામે પૂજા કરી;
તે પર્વત મૂકી સ્થાનકે, હનુમાનજી આવ્યા ફરી રે.

---

### કડવું ૨૦ મું. રાગ છંદ ભુજંગની ચાલ.

ઉઠ્યા લક્ષ્મણ બીજા સર્વે સાથી, જીવતદાન આપ્યું હનુમાન હાથી;
કોપ્યા રઘુનાથ ધર્યું ચાપ મૂઠે, લંકારાય નાઠો ધાયાં બાણ પૂઠે. ૧
દશ મુખ [3]ફરીને નવ મુખ માંડે, શ્રીરામનાં બાણ કયમ કેડ છાંડે!
લે પતીતની પૂઠ જમદૂત જેવા, લંકાનાથ પૂઠે ધાયાં બાણ તેવાં. ૨
સભાસ્થાન રાજાન ઉદ્યાન માંય, ફરે નાસતો ત્રાસતો લંક રાય;
ગુફા ભોંયરાં કોટડી માળ મેડી, ચઢે ઉતરે નાસતો ચર્ણ [4]એડી. ૩
ભર્યો શ્વાસને મૂખ નિશ્વાસ નાંખે, મુને રામનાં બાણથી કોણ રાખે;
લખ સુંદરી દીકરી [5]વધુ દાસી, ભીડે બારણાં [6]સર્વેકો જાય નાસી! ૪
નીજ પુત્ર ભત્રીજ જે નીજ સ્નેહી, દેખી રાયને જાય મુખ ટાળો દેઇ!
જોયાં સપ્ત પાતાળ ને સપ્ત [7]દ્વીપ, જયહાં જાય ત્યાં બાણ દેખે સમીપ! ૫
થયો ભ્રમીત રાય ત્રીલોક ફરતાં, ધાયે બાણ પૂઠળ ઘુઘવાટ કરતાં;
આવ્યો માન મૂકી જયહાં [8]શ્રેષ્ટ નારી, મુને રાખ મંદોદરી કહે અહંકારી. ૬

---

૧ લીધો લક્ષ્મણ રૂદયા સાથ પ્ર. ૧. ૨ અન્ય પ્ર. ૩. ૩ પાછો ફરીને મોં માંડે નહીં એવો અર્થ. ૪ ઠેલી પ્ર. ૩. ૫ વહુ પ્ર. ૧ ધનો અપભ્રંશ છે થાયછે. ૬ સહુકો પ્ર. ૧ વનો ઉ થઇ સઉકો થાય. સર્વેના અર્થમાં સઉકો જવલ્લે વપરાય છે. "સઉકોને જમવાનું કહું છું" એમ બોલે છે. ૭ દ્વીપનો અપભ્રંશ. ૮ મંદોદરી.

સન્માન દીધું નમી પાય રાણી, રહ્યાં બારણે બાણ મર્યાદ આણી;
કરી સ્તવન સરને પ્રણામ કરિયા, સતી નારના વેણથી બાણ ફરિયાં! ૭
નીજ નાથ પ્રત્યે કહે હાથ જોડી, કરૂં વિનતિ નાથ મુને બુદ્ધિ થોડી;
લાગ્યા બોલ કડવા જે પ્રથમ મીઠા, આજ જાનકીનાથના હાથ દીઠા ! ૮
ન માનો કહ્યું કંથ રીસાળ [1]રગિયા, કયમ સૂર્યથી દીપે કોટિ અગિયા!
કયમ હરણ જીતે વઢે વાઘ સાથે, કુંજર જીત્યો [2]કહિ સુણ્યો સિંહ સાથે. ૯
કયાં મેરૂ કાંકરા કયાં સમુદ્ર ખાડી. [3]યુદ્ધ નાથ નાસી ભલી લાજ કાઢી!
દેવી મૈથિલી માતશું મન મોહ્યું. [4]પૂજ્ન સઘ પામ્યા સુખરાજ ખોયું ! ૧૦
ઇંદ્રજીત અક્ષય અતિકાય બળિયા, કિધી વાંઝણી મુજને પુત્ર પળિયા;
બહુદળ દળિયું કુંભકર્ણ [5]માર્યો, પુત્ર પૌત્ર સંબંધી સર્વે સંહાર્યો. ૧૧
વધુ પુત્રી તણાં એવાતન ઉતાર્યાં, સુખ ખોઈ રાણા [6]તમો દુખ વધાર્યાં;
લાડવાયા ભાણેજ સહુ ધરણ [7]લોટયા.સતર લાખ જમાઈબાણું લાખ બેટા!૧૨
બેતાળીશ કોટી પ્રધાન હુતા, કરી દીર્ઘ નિદ્રા [8]સહુ સેજ સૂતા;
નથી ઉગર્યો યોદ્ધ કો સમ ખાવા, નથી દાસ ખવાસ કો નીર પાવા! ૧૩
થયા રથ વિરથ ઘોડાને હાથી, [9]નથી દોહલે કાળ કો કાળ ભાથી;
આવ્યા હાંફતા કાંપતા શ્વાસ ભરિયા, દિસે મૂખ વિક્રાળ કહો કેમ ફરિયા?૧૪
પડયા ખડગ કટારના બંધ તૂટી, દિસે પાઘડી લટપટી પેચ છૂટી;
સર્વાંગે સર ઘા શોણીત ધારા, [10]સમાચાર શા પૂછિયે કંથ મારા! ૧૫
લાજ્યો ભૂપ તે ખેદ મનમાંહિ આણી, કરૂં જુદ્ધ તે બોલતો ગર્વ વાણી;
રહી શેષ સેન્યા સરવ સાથ લેઇ, ચઢયો રાય સંગ્રામે નિશાણ દેઈ. ૧૬
રૂડો દેહ મૂકી જયમ જીવ જાય, ત્યમ લંક મૂકી ચાલ્યો લંક રાય;
વાજે ભેર રણતુર ગોમૂખ સારાં, ત્રંબાલુય કાંસી નફેરી નગારાં. ૧૭

---

૧ એક નસીઓ, હઠીલો. ૨ કહિ. કુત્રનો અપભ્રંશ. હરણ ને વાઘના મુકાબલા સાથે હાથી ને સિંહનો મુકાબલો શોભતો નથી. પણ તે રાવણને રામનું રૂપક વધારે યથાર્થ છે. ૩ ખેડી (છેડી) નાથને સબલી લાજ કાઢી પ્ર. ૧. ૪ ફળ પ્ર. ૧. પૂજ્ન (સેવા) નો વક્રોક્તિમાં શિક્ષા અર્થ આસે છે. ૫ પ્રાસ મેળવવાને અર્થે માર્યો એમ બહુ વચને ચાલી શકે. ૬ તૃતિયા વિભક્તિના અર્થમાં. ૭ પ્રાસ તૂટેછે; લોટવુંને બદલે લેટવું પણ વપરાય છે તેથી કદાશ લેટવા શબ્દ હોયતો પ્રાસ મળી રહે. પ્રત ૩જીમાં સહુ ઘણા રેટા એવો પાઠ છે, પણ તેનો અર્થ બેસતો નથી. ૮ સર સેજ (તીરની પથારી) પ્ર. ૩. ૯ દોહલે વખતે કો કાળ ભાથી રહ્યા નથી. ૧૦ સમાચાર શા પુછું નાથ તમારા પ્ર. ૧

[1]સિંહ નાદ સીંગી બહુ નાદ બોલે. ભુંગળ વાજે શેષ નાગ ડોલે;
ડોલીઆ દિગ્ગજ દિક્પાળ ચારે, [2]ત્રિલોક કાંપ્યું ચઢયો રાય જ્યારે.૧૮
દળ વાદળ ઉલટયું મેઘ જાણે, વજ્યા ધાય ડંકે નોબતને નિશાણે;
ચઢયું રાક્ષસ સૈન્ય ભયાનક ભાસે, શું રાવણ કોપથી પ્રલે થાશે! ૧૯
મંદોદરી નારિએ બોલ માર્યો, જાણે ધૃત હોમી અગ્નિ વધાર્યો !
વિક્રાળ રાજા જાણે કાળ આવ્યો, રઘુનાથનો સાથ જોતાં [3]બીહાવ્યો. ૨૦
શત સહસ્ર અયુત ને લક્ષ કોટ, સેન રાક્ષસી ગણતાં આવે ન [4]ખોટ;
રથ અશ્વ ને ગજ વૈમાન પાળા, અજા ઉંટ ખર વાઘછે મહિષ કાળા. ૨૧
બહુ શ્વાન માંજાર ને સાંઢ સરકે, વાજે ચંગ ઘંટા વળી ઝુમત ફરકે;
પુર બા'ર આવી બહુ જુથ મળતાં, ઓઢયાં ઉંટનાં ચર્મ શ્રોણીત ગળતાં! ૨૨
ધર્યા ટોપ ટાટર બખતર વાળા, કો માંકડા ભુખરા શ્વેત કાળા!
લોહ દંત બિહામણા રંગ લીલા, કો ઘુમતા ઝુમતા છે હઠીલા! ૨૩
અણ ભાવતા આવતા ડોટ દેતા, કપી શૂરને સંગ સંગ્રામ લેતા;
[5]ઝુંઝાર વીરે રણસ્થંભ રોપ્યો, દશગ્રીવ મહારાજ સંગ્રામે કોપ્યો. ૨૪
કોપ્યું રાવણ ભૂપનું મૂખ જોતાં, અમર નારનાં વદન અંત્રિક્ષ રોતાં!
શું પ્રલે કરવા શિવે કોપ કીધો? શકે રાવણે કાળનો વેશ લીધો? ૨૫
વપુ ક્રોધની કાને ભ્રાત ધરતું, મેઘાડંબર અંબર શુરે ફરતું. [6] (?)
ઉઠયો નેત્ર દાવાદળ ક્રોધ જ્વાળા, મુછ કેશ શોભે જાણે સર્પ કાળા! ૨૬
દશ શૃંગનો રાય પર્વત ભાસે, ગુફા મૂખ જેવાં દશે મુખ વિકાશે!
મુખે ગરગડે વારૂણી પાન કરતો, છત્રિશ મહારાજ આયુધ ધરતો. ૨૭

## વલણ.

ધરતો આયુધ ગાજતો, માગતો સંગ્રામરે;
જોઇ હકાર્યું દળ આપણું, જુદ્ધે ચઢયા શ્રી રામરે.

---

૧ સિંહ નાદ શબ્દે બહુ શંખ બોલે, એના નાદથી શેષ બાધા ડોલે. પ્રત ૩. ૨ થઇ રહ્યો કલ્લોલ ચઢયો રાય જ્યારે પ્રત ૧. કલ્લોલ કુલાહલનો અપભ્રંશ લઇએ તો અર્થ બેસે. ૩ બીવડાવ્યાના અર્થમાં. ૪ ખુટે નહીં, પાર ન આવે એવો અર્થ. ૫ ઝુઝવું (રણમાં) તે પરથી પ્રતોમાં ઝુઝાલ (ઝુઝવા વાળો) એવો પાઠ છે. ૬ આ આખી કડીનો અર્થ બેસતો નથી. કોઇ પણ પ્રતમાંથી અર્થ વાળી કડી મળતી નથી. એક પ્રતમાં વપુ ક્રોધની ધારતી કાન ધરતો, મેઘાડંગર અંમર શીર કરતો એવો પાઠ છે.

## કડવુ ૨૧ મું. રાગ [1]ત્રીતાળો.

શ્રીરામ [2]લક્ષ્મણ સંગ્રામે સાંદયા, મળી વીર મહાધીર કપિવર [3]દ્રોડયા;
ભુજા ડંડ તે મહાપ્રચંડ ધરતા, છત્ર ધરી અપાર મહારાજ ચઢતા. ૧
મહાબળ પ્રચંડ શૂર [4]ચકચૂર થાયે, મુછાળા પુંછાળા શુરા પુરા ધાયે;
વઢે મલ્લ કો [5]શલ્ય [6]સુભલ્ લ ભેદે, પડે ચીસ કો રીસ કરી શીશ છેદે. ૨
લચ બચ ઉન્મત સમર્થ શૂરા, પડે ઘાય છેદાય ને થાય પૂરા!
[7]અસ્તી ચૂરે વલૂરે ઝુરે મદ કરતા, ભરે શ્વાસ ચોપાસ તે [8]ત્રાસ ફરતા! ૩
ઝગે ધાર તલવાર માર માર ભાખે. કરે આગ સંગ્રામ તો નામ રાખે!
ભચરડે ઉતરડે કોઇ દંત કરડે, પડે આખડે કોઈ આંખ તરડે! ૪
રૂઢ મુઢ કર ડંડ મહા મૂઢ પડિયા, રાક્ષસ જુથ આવે ત્યાંહાં અતિ અડિયા;
નાસા કર્ણ ને ચર્ણ બહુ ઘર્ણ ઢળિયાં. મહા રૂધિરની સરિતા નીર મળિયાં! ૫
હકારે વકારે કોઈ ત્યાં ખોખારે, પોકારે હોકારે મારે ખડ્ગ ધારે!
પડે ઝીક પદ ઢીક હૈએ હીક આવે, આણે અંત બળવંત ગ્રહી દંત ચાવે! ૬
યત્ર તત્ર સર્વત્ર બહુ છત્ર પડિયાં, પાખર બખ્તર કવચની ત્રૂટી [9]કડિયાં;
પડ્યા મુગટ સુભટ [10]દોહોવટ જાય. બળપૂર મહાશૂર ચકચૂર થાય. ૭
કો સટકે અટકે લટકે પુકારે, [11]હટકે પટકે કોઈ ઝટકે મારે;
પડે હળ મુશળ ભુંગળ ભારે, મદગળ તોમર શિર પર મારે. ૮
છુટે બાણ લે પ્રાણ શરણે ધસિયા, દેતાકૃાળ વિકૃાળ કાળચંદ્ર ધસિયા;
પડે ધ્વજ હય ગજ એકજ થાય, ભંગાણુ ભુંબાણુ લંબાણુ જાય! ૯
પડે ઘાય છેદાય ભેદાય ભાલા, કો ભુપ અનુપ લઘુરૂપ લાલા!

---

૧ ત્રીતાળો કહ્યો છે. પણ છેવટ એક તાલ વધે છે. ભુજંગીને મળતો રાગ છે. દરેક ચર્ણમાં ત્રણ પ્રાસ છે ને તે પર બહુધા તાળનો આધાર છે. તેથી ત્રીતાળો કહ્યો હોય તો કોણ જાણે. દશમસ્કંધમાં ત્રીતાળો જૂદી તરેહનો છે. ૨ ભડ પ્રત ૧. ૩ બંને સારી પ્રતમાં દ્રોડયા એવી જોડણી છે. હજી પણ કેટલાક ભાગમાં દ્રોડવું બોલાય છે. દોડવાનું કાઠીઆવાડ તરફ ધોડવું ચાલેછે. ૪ ચક્રે ચુર પ્રત ૫ મી. મહા બળવાનને જોરાવર શૂરમાં ચકચૂર થતા ( અથવા તે શૂરા ચકચૂર બની ગયા.) એવો અર્થ. ૫ તીર. ૬ ભાલો અથવા તીર. ૭ હાડકાં. ૮ ત્રાસમાં અથવા ત્રાસ વડે. છેડે કરતા શબ્દ હોતતો વધારે સ્પષ્ટ થાત. પ્ર. ૩જીમાં " ભર્યા શ્વાસને ચોપાસ ફરતા " છે. તેનો અર્થ વધારે સ્પષ્ટ છે. ૯. કડીઓના અર્થમાં બહુ વચન. હિંદી પ્રયોગ ૧૦ દોદીશ-દશેવાટે ( બારે વાટ. ) ૧૧ સટ્ટ (મારવું- ઇજા કરવી ) ઉપરથી અપભ્રષ્ટ હોય, હાલ વપરાતો નથી.

શોભે વેષ લંકેશ સર્વેશ સામો, મહા યોદ્ધ વિરોધથી ક્રોધ પામ્યો. ૧૦
દશમુખ ધનુષ દુઃખદાઈ તાણે, સેના વાનરી [1]જાજરી કીધી રાણે;

## વલણ.

વાજ આણે અતિ ઘણો, તે જોઇ કોપ્યા શ્રીરામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રાવણ રામ તણો સંગ્રામ રે.

---

### કડવું ૨૨ મું. રાગ [2]સામેરી.

પ્રબળ બળ જોઈ રાક્ષસનું, ને કોપ્યા શ્રી રઘુનાથ;
સંહાર મંત્ર મુખે ભણીને, ધનુષ લીધું હાથ. ૧
કોદંડના ટંકારથી, બ્રહ્માંડ ત્રણે ગડગડયાં;
ધરા કાંપી દિગ્ગજ ડોલ્યા, ગિરિ શૃંગ તૂટી પડયાં. ૨
બહુ રેણું અંધકારે કરી, છાયો અભ્રમાં માર્તંડ,
રાવણ તણું ત્યાં છત્ર રામે, કર્યું છે શત ખંડ. ૩
ધ્વજ દંડ પાડી કવચ કુંડલ, હણ્યા સારથી તોખાર;
દશ મુગટ પાડયા રાયના, તવ હવો હાહાકાર. ૪
દેવ વધાવે કુસુમ વૃષ્ટી, સ્તવે ભારથી વેદ;
જ્યમ મુગટ છેદ્યા નાથજી, ત્યમ કરો મસ્તક છેદ. ૫
એમ [3]નિર્ઝર વાયક સાંભળી, રાવણે પાડી [4]રીર;
એક બાણ માર્યું રૂદય માંહે, તેણે પડયા શ્રી રઘુવીર. ૬
નલ નીલ અંગદ વિભીષણ, સુષેણ સુગ્રીવ રાય;
ગજ [5]ગવાક્ષ આદે પડયા ભૂતળ, બાણ કેરે ઘાય. ૭
જ્યમ પ્રલે કરવા [6]વિશ્વને, મહા રૂદ્ર ધરે સ્વરૂપ;

---

૧ જૄ (જીતવું) ઉપરથી જર્જર–જાજરી. તારે તાર કરવું. વિખેરી નાંખવું, ઘાણ કાઢવો વગેરે. ૨ સામેરી રાગ જૂદા જૂદા જાતના હોયછે. અહીં જે ધાટીછે તેવા ધાટીમાં કોઇ ઠેકાણે છેવટ રે હોય છે ને કોઇ ઠેકાણે નથી હોતો. એકજ કડવામાં પણ એ રીતે લખેલું હોય છે. નવલરામ કૃત મામેરામાં જુઓ? લખેલી પ્રતોમાં જોતાં પણ અનિયમિત પણું જોવામાં આવેછે. ૩ અનિત પ્ર.૩ જાથુનું નહીં એવાં unusual નિર્ઝર એટલે ધોધ અર્થ સંસ્કૃતમાં થાય છે. એટલે વાણીનો વરસાદ એમ અર્થ થાય. ૪ સંસ્કૃતમાં રી·ધાતુનો અર્થ બુમ પાડવી થાય છે તે પરથી. ૫ જંબુવત શબ્દ પ્ર· ૧ માં વધારે છે. ૬ હાલ છઠ્ઠી વિભક્તિ પ્રલેના સંબંધમાં આવે ઠેકાણે વપરાય છે. અહીં બીજી કરવાનું અનુપસ્થ કર્મ સમજવું.

ત્યમ વાનરને સંહારવાને, કોપ્યો લંકા ભૂપ. ૮
દશ મુખે કરતો ગર્જના, [1]ક્ષિતિ ચક્ર ચડાવ્યું ચાક;
તે સમે એક સન્મુખ થઇ, હનુમાન મારે હાક. ૯
અતુલ બલગી સકળ વાનર, શિથિલ વ્યાકુળ થાય;
સંગ્રામ [2]રાયને મામ મૂકી, કપિ નાઠા જાય ! ૧૦
શત સહસ્ત્ર વાનર નાસતાં, રાયે કીધા નાશ;
કો મરડી નાખ્યા નદીમાં, કો ઉરાડ્યા આકાશ. ૧૧
રગદોળી રોળી મરડી કરડી, વાળ્યો કપિનો ઘાણ !
ઇંદ્રાદિક દેવ સ્તવન કરે, તમો જાગો પુરૂષ પુરાણ. ૧૨
[3]તવારે પ્રલે પાવક ક્રોધ જ્વાળા, ક્રૂર દ્રષ્ટ રામે કરી;
શત શહસ્ત્ર બાણની જાળ માંહે, લીધો રાવણ [4]આવરી. ૧૩
નિમિષ માત્રમાં રામજીએ, વિરથ કીધો રાય;
ભયભીત થઈ લંકેશ નાઠો, ગયો લંકાં માંય. ૧૪
ધ્યાન ધરવા નિકુંભનાનું, બેઠો વાડીમાં જઈ;
અગ્નિકુંડમાં હોમ માંડ્યો, વાનર કો પ્રીછે નહીં. ૧૫
વનચર અનુચર થઇ ફરે, પણ જડે નહીં લંકાપતિ;
વિભીષણને પુછે રાઘવ, ક્યાં ગયો એ દુર્મતિ. ૧૬
વિભીષણ કહે રામજી એ, અંબેનું સાધન કરે;
નિકુંભના રથ આપશે, તો પછે માર્યો નહિ મરે. ૧૭
નળ નીલ જાંબુવાન અંગદ, હનુમાન આદે સજ થયા;
લઈ આજ્ઞા શ્રી રઘુનાથની, વ્રત ભંગ કરવાને ગયા. ૧૮

## વલણ.

વ્રત ભંગ કરવા ગયા વનચર, વિભીષણે દેખાડ્યું સ્થળ જઇ,
[5]સોડાનો ઘા થયો સહોદર, એવું કોય કરે નહીં.

---

### કડવું ૨૩ મું. રાગ [6]વેરાડી.

વિભીષણે સ્થાનક દેખાડ્યું, જ્યાં બેઠો છે રાય;

---

૧ પૃથ્વી. પૃથ્વીના ગોળાને ચાક ચઢાવ્યો. ૨ રાયને સંગ્રામે એવો અર્થ. ૩ તે વારે ઉપરથી ટુકાણ અર્થે માત્રા ઉરાડી દેવાનું બીજે પ્રસંગે પણ જોવામાં આવેછે. ૪ ઘેરી લેવું, વૃધાતુ પરથી. ૫ સોડનો અથવા નજીકનો. વિભીષણ રામ તરફ છતાં શિક્ષાર્થે કવિએ ઠીક ચાબકો માર્યોછે. ૬ બાંગ વેરાડી પ્ર૦ ૩

નિકુંભનાનું સ્મર્ણ કરેછે, માળા ધરી કર માંય. ૧
રકત વસ્ત્ર પે'ર્યા લંકાપતિયે, કંઠે મુસ્તકનો હાર;
મધ માંસ શોણિત ઘટ ભરિયા, દારૂણ સર્વ ઉપહાર. ૨
વનચર જોદ્ધા ધસી પેઠા, સેવક કાઢ્યા મારી;
ધ્યાન ભંગનો ઉદ્યમ માંડયો, કો ન શકે ત્યાં વારી. ૩
ચંચળ ચેષ્ટા કરે કૌતક, મુખ સામુ ગુદ માંડે;
મુસ્તક ઉપર બેસી નાચે, રાવણ ધ્યાન ન છાંડે. ૪
ક્ષુદ્ર વચન અપરાધ પ્રકાશે, મુછ કછ ગ્રહી તાણે;
રેણું રાખ છાંટે રાવણને, નાના ભાત [1]રંજાણે. ૫
અગ્નિ ઓલવ્યો કરી લઘુશંકા, કુંડ માંહ કપિ વીર;
ઢોળી નાખે ભુંડું ભાખે પણ, ભૂપ ન મૂકે ધીર. ૬
વાનર વીર પ્રત્યે કહે અંગદ, ઉઠયો નહીં અહંકારી;
કેશ ગ્રહીને લાવું અહિયાં, એની મંદોદરી નારી. ૭
એવું કહેતાં ગયો અંગદ, જ્યહાં રાક્ષસની રાણી;
[2]આંહાં! કહેતાં કેશ ગ્રહીને, સતી તાણી આણી. ૮
સહચરી વૃંદ આક્રંદ કરેછે, બુંબારવ બહુ થાય;
વાડી માંહે અંગદ લઈ આવ્યો, જ્યાં બેઠો ધ્યાની રાય. ૯
પાલવ પડયો ભૂમિ [3]બહારે, છે અર્ધ ઉઘાડી કાયા;
મંદોદરી આક્રંદ કરેછે, કેશ વાનરે સા'યા. ૧૦
વદન વીલું વ્યાકુળ વિનતા, રૂએ મેઘનાદની માતા;
રાવણની રાણી કપિ તાણે. શું સુતો આજ વિધાતા ! ૧૧
સહચરિયો અતિ રોષે ભરિયો, રૂદન કરે દુઃખ સાલે;
અબળાથી અબળા કયમ છૂટે, કપિ પ્રત્યે કંઇ નવ ચાલે. ૧૨
શ્રવણે સાંભળે નયણે નિરખે, શું મહિપતિની મતિ બૂડી !
મુખ આગળ મંદોદરી વિલપે, [4]જયમ ટળવળે ટિટૂડી. ૧૩
વિવિધ વિલાપ સતિના સુણતાં, શેષ સરીખો ડોલે;
શત્રુ સરખા સુરગણ રોયા, પણ રાવણ રાય ન બોલે. ૧૪
મંદોદરી કહે સ્વામી મારા, જુઓની આંખ ઉઘાડી;
આ સસા મૃગ તાપસના સેવક, મુને લાવ્યા ઘેરથી કા'ડી. ૧૫

---

૧ રંજાડેના અર્થમાં. ૨ હાહાકાર થઇ રહ્યાં ત્યાં, કેશ ગ્રહીને તાણી પ્ર. ૧.
૩ નીચે પડેલો પાલવ જમીન વાળે એવો અર્થ. ૪ એ શુદ્ધ નહિ કાંઇરૂડી પ્ર. ૩.

જીવતા વાઘની ત્વચા નિસરે. તે ગતિ થાય મારી;
તે ધ્યાન તમારૂં ધિક્ પડો, [1]જીવતાં તણાએ નારી. ૧૬
ધન્ય રામ રઘુકુળનો ઇંદુ, એ સ્ત્રી માટે વઢે આમ !
તું પ્રત્યક્ષ દેખે ને નવ બોલે, નિર્બળ શઠ થયો સ્વામ ! ૧૭
અંગદ કહે સાંભળરે તસ્કર, તુને જગત્ કરે તિરસ્કાર;
એક મુસ્તકના ધણીને ધન્યછે,તારા મુસ્તકને ધિક્કાર ! ૧૮
મંદોદરીને હું લઈ જાઈશ, કરી રાખીશ ઘર ધણિયાણી !
બીજા કપિ કહે અમો પરણીશું. તાણી સત્રજો રાણી ! ૧૯
પટરાણી પરમ પીડા પામી, વાનરે વલુર્યું અંગ;
ક્રોધ કરી તવ ઉઠ્યો રાવણ, હવો તપનો ભંગ. ૨૦
વાનર વિનતા મૂકી નાઠા, ફરી આવ્યા જ્યાં શ્રીરામ;
રઘુવીર પ્રત્યે કહે કપિવર, કરી આવ્યા અમો કામ. ૨૧
મંદોદરીને ઘેર વળાવી, ને ચઢ્યો જુદ્ધે રાય;
ત્રીજીવાર સંગ્રામે આવ્યો, જાવા જમપુર માંય! ૨૨

## વલણ.

જાવા જમપુર માંહરે, રાય આવ્યો મૂઢ મતિ;
રામ બાણથી પ્રાણ જાશે, ફરી લંકાંમાં જાવું નથી.

### કડવું ૨૪ મું. રાગ સામેરી.

સંગ્રામ કરવા રામ સાથે, રાય આવ્યો ત્રીજી વાર રે;
સજી શસ્ત્ર અસ્ત્ર ને કવચ પે'રી, વાહને અશ્વારરે. ૧
દશ ચાંપ મંડળાકાર કાધાં, વરસતાં બહુ બાણરે;
ઘનસ્યામ સંગ્રામે શોભે, ધનુષ્ય ધરિયું પાણરે. ૨
તવ ઇંદ્ર રાયે સમો જોઇને, મોકલ્યો નિજ રથરે;
માતલી સારથી સઘ લાવ્યો, સાધવા સુરનો અર્થરે. ૩
દશ શહસ્ત્ર ઘોડા રથે જોડ્યા, છે મન પવનનો વેગરે;
રથ [2]ચક્ર અતિશે ગાજતાં, જમ ગગન ગાજે મેઘરે. ૪
શત ધ્વજા ફરકે પ્રથક રંગે, દશ કળશ પંચ છત્રરે;

---

૧ સ્ત્રીની વા'ર ના ધાય. પ્ર. ૧. ૨ ધરાચક્ર પ્ર. ૧. પૃથ્વીનો ગોળો ખખડવા લાગ્યો. અહીંરથનાં પૈડાંનો ઘોર થવા માંડ્યો એવો અર્થ છે.

[1]જાણે એકીવારે કોટિ આદિત, પ્રગટ થયા છે તત્રરે. ૫
[2]પચરંગા પટવાળી ગાદી, સિંહાસન શ્રીકારરે;
શુભ તકિયા ચમર વીંજણા, મોગરે મોતી હારરે. ૬
[3]ભમર ભમરી હંસ હીરા, છે કડેરે બહુ ચિત્રરે;
ભર્યાં અસ્ત્ર વસ્ત્ર આભુપણ માંય, [4]જાત ભાત વિચિત્રરે. ૭
ફેરવતાં ઘુઘરા ઘમકે, [5]મોરડે મોતી દોરરે;
નવરંગ અંગ તુરંગ [6]ત્રેકે, કરે હોસારા હય સોરરે. ૮
રવિ મંડળ વા ચંદ્ર મંડળ, અગ્નિ વાયુ ખગ વિમાનરે;
એવો રથ અવની ઉતર્યો, જોઇ રિઝ્યા શ્રી ભગવાનરે. ૯
ઉભય દળ વિસ્મય થયું, રાવણ ભરાણો રોપરે;
ક્રૂર દૃષ્ટે ઉર્ધ્વ જોયું, ઇંદ્રનો જાણી દોપરે. ૧૦
અસુરેશ અતિ રોષે બોલ્યો, સાંભળો સુર વર્ગરે;
નર વાનરને કરી [7]પ્રાજે, પછે ઉજાડું સ્વર્ગરે! ૧૧
માતલી રથથી ઉતરીને, નમ્યો રામને પાયરે;
આ શ્રીજીની સેવા વિષે, રથ મોકલ્યો સુરરાયરે. ૧૨
[8]પ્રભુજીની પદરજ થકી, એ રથ પાવન થાયરે;
હોય સકળ શોભા શકનને, [9]યશ પ્રાપ્તિ ઇજત[10] રાયરે. ૧૩
સ્નેહ યુક્ત વાયક સાંભળીને, રથે ચઢ્યા રઘુનાથરે;
કોપ્યા રામ ક્રોધજ કરી, ધનુષ લીધું હાથરે. ૧૪
સિંહનાદ કરી ગંભીર સાદે, કીધો ધનુષ ટંકારરે;
[11]તે શબ્દે વ્યાકુળ થઈને, ખળભળ્યો સૌ સંસારરે. ૧૫

---

૧ નવ જાતિક માણક જડ્યાં જાળીયાં, મીનાકારી વિચિત્રરે. પ્રત ૧. ૨ પચરંગ પટકુળ આચ્છાદન જાણે, સુખાસન શ્રીકારરે. શોભિત તકિયા ચમર વિંજન, મોગરા મોતી સારરે. પ્ર. ૨. ૩ ભમર ચમરજ હંસ હીરા. પ્રત ૩. ૪ જાત્ય ભાત્ય એમ જોડણી છે. જાતિમાંથી ઇ નો ય થતાં જાત્ય ને ઈ ઉડી જતાં જાત થાય. હજી જાત્ય ચરોતરમાં ને ઉત્તર ગુજરાતમાં વપરાય છે. ૫ મોહોરડો એવી જોડણીછે. મુખમાંથી ખ નો હ થયો તેની છાયા હજી કાયમછે. ૬ ત્રદ ધાતુ પરથી હોય. એ શબ્દ હાલ વપરાતો નથી. ૭ પરાજયનો અપભ્રંશ. ૮ રજ સાથે સંબંધ. પદરજ સમાસ લેવો. પ્રત ૧માં પ્રભુના ચર્ણારવિંદથી મન પવન વેગી થાયરે એવો પાઠ છે. ૯ યશ પ્રાપ્તિ જગતને માંહરે પ્ર. ૩. ૧૦ ઇજત એ ફારશી શબ્દ પ્રેમાનંદે વાપર્યો સંભવતો નથી. એમનાં કવિતામાં જવલ્લેજ અને તેપણ ઘણા વપરાતા એવા ફારશી શબ્દ જોવામાં આવે છે. સામળમાં ફારસીનો વાપર ઘણો છે. ૧૧ તેણે શબ્દે પવિત્ર કીધો અખિલ આ સંસારરે પ્ર. ૧.

કરી સ્મરણ વિશ્વામિત્રનું, ભણે મંત્ર પ્રયોગરે,
[1]અસ્ત્ર વિદ્યા પ્રગટ કીધી, ત્યાં મળ્યા સઘળા યોગરે. ૧૬
[2]એક નિકુંભનાનું ધ્યાન ભાગ્યું, બીજું શિવના અશ્વ રાખ્યા નહિરે;
ત્રીજે શ્રાપ છે નંદી તણો, તેણે શુદ્ધ રાજાની ગઇરે. ૧૬
ચોથું બાણ રૂષિ અગસ્તનું, પાંચમો શાપ છે સીતા તણોરે,
છઠો યોગ થયો [3]સંધ્યા સમે. દેવ સાથે [4]ઇર્ષે પામ્યો ઘણોરે. ૧૭
સાતમો યોગ રથ ઉતર્યો, સ્વર્ગથી પૃથ્વી માંયરે;
આઠમો યોગ એ મનુષ રૂપે, મળ્યા શ્રી રઘુરાયરે. ૧૮
એ અષ્ટ યોગે રિષ્ટ ઉપન્યું, સૃષ્ટિનું જાશે કષ્ટરે;
શ્રીરામચંદ્રે રાવણ હણવા, કરી ક્રોધની દૃષ્ટરે. ૧૯
યદ્યપિ યુદ્ધ દારૂણ કીધુ. રાવણે બળ પ્રાણુરે;
બળ શક્તિ વિદ્યા નાશ પામી, ભેદ્યાં મર્મે બાણુરે. ૨૦
અંતકાળ જાણી આપણો, ચિતમાં ચેત્યો ભૂપરે;
વિશ લોચને કરી રામજીનું, રૂદે આણ્યું રૂપરે. ૨૧
સર્વના હિતને કારણે, કોપે ચઢ્યા જગદીશરે;
એક બાણ માર્યું કંઠ માંહે. ત્રણ છેદ્યાં શીશરે. ૨૨
બીજે બાણે ખટ છેદ્યાં. રહ્યું મસ્તક એકરે;
નવ મસ્તક પડ્યાં પૃથ્વી, તોયે ના મૂકે ટેકરે. ૨૩
જમ ડોલે મદગળ એક દંતો, તમ એક શીશે ધીશરે;
જાણે એક શ્રૃંગે ગિરિ ઝરતો, કરે રૂધીર [5]ગળતાં રીસરે. ૨૪
અમર વર્ગ કુસુમે વધાવે, હવો જેજે કારરે;
એક હસ્ત અવની ઉંચી આવી, ટળ્યો ભૂમી ભારરે! ૨૫
નારદ સારદ ધરી વેણા. રામના ગુણ ગાયરે;
અપ્સરા કિન્નર યક્ષ વિદ્યાધર, નાચે વેણા વાયરે. ૨૬

---

૧ મંત્ર વિદ્યા. પ્ર. ૧ ૨ અહીંથી પ્રતોમાં ઘણો પાઠા ફેર છે. અંગદે જઇ ભંગ કીધો, નિકુંભનાનો જાપરે; તાણી નાર મંદોદરી, વાનરે ના ગણ્યું પાપરે. તે કથા કહેવાઈ પ્રથમ પણ થાશે ઘણો વિસ્તારરે; બીજો સદા શાંવનો મોકલ્યોછે બાણ વિક્રે સારરે. ઇત્યાદિ પ્રત ૧. ૩ નહિ રાત ને નહિ દહાડો એવો વખત એ પણ એક યોગ. ૪ છેવટનો ઘણો શબ્દ નરજાતિ લેતાં તેનો સંબંધ ઇર્ષા સાથે બેસે નહીં તેથી ઇર્ષે શબ્દ લખ્યો જણાય છે. ૫ નીતરવાના અર્થમાં.

હરખ્યા ગણ ગાંધર્વ સર્વે, ઇંદ્ર ચંદ્ર સવિતા નક્ષત્રરે;
મેઘશ્યામ પ્રતાપથી સુખ, હવું હરખે સર્વત્રરે. ૨૭
એક મસ્તકે ઉભો રાવણ, સંપુટ કરી વીશ હાથરે;
અંતકાળે સ્તવન કીધું, ઓળખ્યા શ્રી રઘુનાથરે. ૨૮
રૂદે માંહે ધ્યાન ધરિયું, નખ શીખ નિરખ્યા રામરે;
મુને આવાગમનથી છોડવો, હરિ આપો મુક્તિ ઠામરે. ૨૯
એવું સ્મરણ જાણી દાસનું, રીઝયા શ્રી જગદીશરે;
અગસ્ત રૂષિનું બાણ મૂકી, છેદિયું દશમું શીશરે. ૩૦
જયમ ગ્રહ સંગાતે પડે સવિતા, જયમ મૂળ માંહથી [1]મેરરે,
તે રીતે પડયો લંકાપતિ, શબ્દ થયો ચોફેરરે. ૩૧
નાસે ત્રાસે રાક્ષસ યોદ્ધા, રણ માંહ પડયું ભંગાણરે;
હાહાકાર થયો લંકાં માંહે, અંતઃપુરમાં થયું જાણરે. ૩૨
રણ માંહે આવી રાણિયો, કરે વિવિધ વિલાપરે;
મંદોદરી વિલપે ઘણું, વળી અંગ પછાડે આપરે. ૩૩
શ્રી રામે કરી આશ્વાસના, ઘેર મોકલ્યો સ્ત્રી સાથરે;
વિભીષણે સંસ્કાર કર્યો, પ્રજાળ્યો લંકા નાથરે. ૩૪
કુંભકર્ણ ઇંદ્રજીત આદે, દહ્યા સૌના દેહરે;
વાનર સર્વ જીવતા થયા, વરસ્યો અમૃત મેહરે. ૩૫
પછે [2]દ્વિજ કરાવ્યું જાનકીને, પુરી સાક્ષ દશરથ રાયરે;
કૈકેઇજીનો શ્રાપ મૂકાવી, નિર્મળ સીતા થાયરે. ૩૬
વિભીષણને રાજ આપ્યું, કિધા વાનર રીંછ વિદાયરે;
અગિયાર સહસ્ર કપિ રાખિયા, શ્રી રામ તત્પર થાયરે. ૩૭

## વલણ.

તત્પર થયા શ્રી રામજી, બેસી પુષ્પ વિમાનરે;
ચૌદ વર્ષ થયાં વળ્યા, વિજય કરી ભગવાનરે.

---

### કડવું ૨૫મું. રાગ ધવળ ધનાશ્રી.

અગિયાર સહસ્ર યોદ્ધા સંગાતે, વૈમાન બેઠા રઘુરાયજી;

---

૧ મેર શબ્દ મેરૂના અપભ્રંશથી થએલો વપરાય છે તેથી પાઠમાં મેરૂ છતાં પ્રાસ મેળવવા મેર શબ્દ વાપર્યો છે. ૨ ક્ષત્રી દ્વિજમાં ગણાય છે માટે સિતાને તેને લગતી ક્રિયા કરાવી. સ્ત્રીને દ્વિજ કર્મ આ કાળમાં નથી.

અંગદ વિભીષણ સર્વે સાથી, મિત્ર વળાવા જાયજી. ૧
પાજ ખંડન કીધી શ્રી રામે, (જે) કો લંકામાં ન કરે ગમનજી;
શ્વેતબિંદુ રામેશ્વર સ્થાપ્યા, પૂજા કરી એક મનજી. ૨
સીતાજીને શ્રીરામ દેખાડે, આ અયોધ્યાની વાટજી;
આદ્ય શંભુનું સ્થાપન કીધું, [૧]ગોદાવરીને ઘાટજી. ૩
આ પંચવટી વન નાસિકત્ર્યંબક, જટામુખ આશ્રમ નારીજી;
[૨]આ અગસ્ત સુદક્ષણ અત્રિ, (જુઓ) આશ્રમ રાજકુમારીજી. ૪
[૩]આ ચિત્રકૂટ ગંગા ત્રઠ વેણી, આ ગોભિલ નગ્ર કે'વાયજી;
આ ગંગા કેરૂ આવાગમન જે, આપણે કીધું પાયજી. ૫
આ રૂષિના આશ્રમ અતિ ઘણાતે, આપણે દીઠા આંહીજી;
આ આશ્રમે આપણ વસિયાં, વળતાં પહોત્યાં ત્યાંહીજી. ૬
આ [૪]સુરયો ત્રઠ અટક્યાં આપણ, સર્વ કીધું વિદાયજી;
આ જૂઓ જનકની તનયા, મળ્યા રાણા ને રાયજી. ૭
સાથ સૌને સ્થિર રાખી અયોધ્યે, વધામણી મોકલાયજી;
રઘુપતિને ચર્ણે લાગી, હનુમાન વધામણિયો જાયજી. ૮
વધામણી હનુમાને ખાધી, ભર્થ શત્રુઘ્ન છે અન્યજી;
ભાવ સહિત ત્યાં ભર્થને કહે છે, એ આવ્યા સ્વામીનજી. ૯
નગર લોક સઉ હાટ સમારે, ઉલટ મનમાં ધરતાજી;
ચૌટાં ચોક પોળ સમરાવી, સામગ્રી સજ કરતાજી. ૧૦
તરિયા તોરણ ધામ સમારે, નાટક નૌતમ થાયજી;
પૂજાની સામગ્રી લઇને, સૌકો સામા જાયજી. ૧૧
રાજ સામગ્રી સાથે આવ્યા, ભર્થ શત્રુઘન સામાજી;
ચરણે લાગ્યા રામચંદ્રને, સિતાને જોઈ સુખ પામ્યાજી. ૧૨
લક્ષ્મણને આલિંઘ્યા બન્યો, ભાઇ પુન્ય પવિત્રજી;
હર્ષ ભર્યા આવીને મળિયા, [૫]સખા સજન સૌ મીત્રજી. ૧૩
ભર્થ શત્રુઘન જોડે કોડે, કટક સંગાથે નમીયાજી;

---

૧ આ રિષ્મુખ પર્વત નગર કિસ્કિંદા, જુઓ ગોદાવરી ત્રટજી. પ્રત ૩. ૨ અગસ્તરૂષિને દક્ષણા આપી, અખે આપ્યું રાજ કુમારજી. પ્રત ૧. ૩ આ અને બીજી પાંચ કડીઓ પ્રત ૧ માં છેજ નહીં. અને પછીની કડીઓ પણ ઘણી પાઠ ફેર છે. ૪ સરયૂ(?). ૫ સખા ને મિત્ર વડે પુનરૂક્તિ થાય છે. કદાશ સગા શબ્દ હશે.

દોઠા મીઠા વીર પોતાના, રાઘવજીને ગમિયાજી. ૧૪
ચરણે લાગે ભ્રાતને માગે. પુછે કુશળ [1]પરસ્પરજી;
ચૌદ વરસનો યોગ ઉતારી, શ્રી રામ પધાર્યા ઘેરજી. ૧૫
શૃંગાર [2]સાજે ને દુંદભી વાજે. સીતા [3]સંગ પરવરિયાજી;
નગર લોક નિરખે મન હરખે, વરસે કુસુમ જય કરિયાજી. ૧૬
કૈકેઈ માતાને હાથ જોડીને, રામજી ચરણે લાગેજી;
માતાએ વરદાનજ માગ્યું જે, [4]અપવાપદ શિરનો ભાગેજી. ૧૭
કૌશલ્યા આદે જે જનુની, તેને મળ્યા શ્રી રામજી;
બ્રહ્મા આદે સર્વ દેવતા, આવ્યા જ્યાં શ્રીપતિનું ધામજી. ૧૮
સર્વે મળી છત્ર રામને દીધું, વરત્યો જે જે કારજી;
રામનું રાજ ભૂતળે શોભ્યું તે, વર્ષ સહસ્ત્ર અગિયારજી. ૧૯
(પછે) સ્વધામે પધાર્યા પુર લોકને તેડી, એ રણયજ્ઞ થયો પુરોજી;
રાઘવના ગુણને જે ચિત ધરશે. તેનાં અઘ થાય ચૂરોજી. ૨૦
ગામ વડોદરૂં ગુજરાત મધ્યે, કવિ પ્રેમાનંદ નામજી,
શ્રોતાજન સરવે ગાજીને, વદને વદો શ્રીરામજી. ૨૧

## વલણ.

રામ સત્ય છે કહો સર્વે ગાજી, આવાગમનનું દુઃખ ટાળશે.
ભવ બૂડતાં ભૂધરોજી, ભુજ ગ્રહીને કાઢશે. ૨૨




૧. પ્રાસ મળતો નથી. આગલી કડીને છેડે ઘર લખી શકાય. ૨ સજે. ૩ સીતા સાથે ચાલ્યા. ૪ પોતાને માથે આવેલો અપવાદ ભાગવા માટે માતાએ વરદાન—ક્ષમા કરવાનું માગ્યું.

છેવટના ભાગમાં પ્રત ૧ માં વધારે છે. તે અસલ કવિનું હશે કે કેમ તે વિષે શક રહે છે, કેમકે કવિતા બેસતી નથી; પણ તેમાં સાલ વગેરે આપેલું છે, માટે તે નીચે ઉતાર્યું છે.

કડવાં છવિશપદ પુરણ સાતસેં, બાર રાગ દશ દેશીજી;
કથા ગ્રહે વિસ્તાર લાંલા ઉત્તમ દેશી જી.
સંવત સત્તર એકતાળિશ વર્ષે, ચૈતર શુદી બીજ જી;
રવિવારે કથા થઇ પૂરણુ, કો રશિયા લેશે સ્વાદજી.
દેસાઇ મેહેતા શંકરદાસે. મુને આજ્ઞા આપાજી;
ગુજરાત મધ્યે દિશા પૂર્વમાં. વડોદરૂં વિખ્યાતજી.
જ્યાં વૈષ્ણવજન ઉદેછે વાસી, વણાલા શ્રીરામજી;
ચતુર્વિશી જ્ઞાતિ બ્રાહ્મણ. ભટ પ્રેમાનંદ નામજી.
બુદ્ધ અનુસારે કથા એ જોડી, રઘુપતિના ગુણગ્રામજી.
ભણે સાંભળે નર નારી, જગ્ન તીરથ ફલ થાયજી;
બ્રહ્મ હત્યાદિક પાતક નાસે, તેનાં ભવ દુઃખ જાયજી.
શુભમસ્તુ ને કલ્યાણકારી. સર્વે મંગળ હરિનાં નામજી,
ભટ પ્રેમાનંદ કહે કર જોડી, રાખો શ્રીહરિ રામજી.
તે માટે મન ધરી સાંભળો, સીતાનું હરણજી;
તેને કૃપા કરી શ્રી રામે ત્યમ તમને રાખે શરણજી.
શ્રી રામ નામનો મોટો મહિમાં, રાખે રૂદયા માંહ્યજી;
એ રીતે કથા થઇ પૂરણ, એકવાર કહો શ્રી હરીજી.



# કઠીણ શબ્દોનો કોશ.

અખાદ્ય. વિ– (સં) ખાવા લાયક નહિ એવું, અભક્ષ્ય.

અખીલ. વિ– [સં. અ; ખિલ–જુદું પડેલું] આખું.

અંગદ. ના–(સં) વાલીનો પુત્ર.

અગ્નિ. ના–(સં) અગ્નિ અથવા તેજનો દેવતા. પંચ મહાભૂત અથવા તત્વ ગણાય છે તે દરેક તત્વને માટે એક એક મૂર્ત્તિમાન દેવ કલ્પેલો છે.

અગ્નિવર્ણ. ના–એક રાક્ષસ. ( દેવતા જેવો રંગ છે જેનો એવો શબ્દાર્થ)

અગ્ર–અગર ના–[સં) એક જાતનું હલકું સુગંધિ વાળું લાકડું.

અઘ. નામ–(સં) પાપ.

અંજનાચળ. ના–(સં) એક પર્વત.

અજા. ના.–(સં) બકરી.

અજાનબાહુ. (સં. અજાનું–ઘુંટણ લગી; બાહુ–હાથ) જેના હાથ ઘુંટણ સુધી લાંબા હોય તે–એ મહોટો ભાગ્યશાળી કહેવાયછે.

અડાણા. ઘોડાની જાત; ઘણું કરીને ઉપલક—ઉપર ગોટિયા–અમુક જાતના નહીં.

અતિકાય. ના. (સં) ધાન્યમલિની નામે સ્ત્રીથી થએલો રાવણનો પુત્ર, શરીર ઘણું મોટું હોવાથી એવું નામ પડેલું, તેણે ઇંદ્રને ઝીત્યો ને વરૂણને હરાવી તેની પાસેથી વરૂણ–પાશ મેળવ્યો હતો.

અતિબળ. ના–(સં) એક રાક્ષસ. (મહા બળવાન.)

અધર. ના.–(સં) નીચલો હોઠ.

અનળ–અનલ. ના.–(સં) અગ્નિ.

અપ્સરા. ના.–(સં) ઇંદ્ર સભામાં નૃત્ય કરનારી રૂપવંતી ગુણકાઓ.

અબધ. વિ.–ધા.–(સં) બંધાયલો નહિ તે, સ્વતંત્ર.

અંબર. ના.–(સં) કપડું.

અંબાર. ના.–(સં) ઢગલો.

અભંગ. વિ–(સં) ખંડીત નહીં તે.

અભ્ર. ના.–(સં) વાદળું. આકાશ.

અમર. ના.–(સં) મરે નહીં એવા, દેવ.

અર્ક. ના.–(સં) સૂર્ય.

અરિ. ના.–(સં) શત્રુ.

અલભ્ય. વિ.–(સં) મળે નહિં તેવું.

અવલોકન. ના.–(સં) જોવું તે.

અશર્ણશર્ણ–અશરણશરણ. વિ–(સં) જેને કોઇનો આશરો નથી તેને શર્ણે રાખનાર.

અસુરેશ. ના–(સં) દૈત્યનો ઉપરી–રાવણ.

અહમેવ. ના–(સં) અહંકાર.

આકર્ષી. ક્રિ–(સં) ખેંચી.

આક્રંદ. ના–(સં આક્રંદન) રડારડ, કલ્પાન્ત.

આચાર્ય. ના–(સં) યજમાનને કર્મ કરાવનાર; વરેલો બ્રાહ્મણ.

આરૂઢ. વિ–ધા–(સં) ઉપર ચઢેલું; અસ્વારી કરી હોય તેવું.

આદ્યદેવ. ના–(સં) આદિ દેવ–બ્રહ્મા.

આલીંગન. ના–(સં) કોઠિ કરવી તે; અંગની સાથે અંગ જોડવું તે.

આવરી–આવરવું. ક્રિ–અ. ઢંકાવું; વ્યાપવું.

ઇંદ્ર. ના–(સં) દેવનો રાજા.

ઇંદ્રચાપ. ના–(સં) ઇંદ્ર ધનુષ્ય.

ઇંદ્રજીત. ના–(સં) મંદોદરીથી થએલો રાવણનો પુત્ર, તે મહા પરાક્રમી હતો. જન્મતાંજ તેને મેઘના જેવી ગર્જના કરી, તેથી તેનું મેઘનાદ એવું પણ નામ છે, તેણે ઘણા યજ્ઞ કર્યા હતા, અને શીવજીનો વર મેળવ્યો હતો.

ઇંદુ. ના–(સં) ચંદ્ર.

ઉદક. ના–(સં) પાણી.

ઉદર. ના–(સં) પેટ.

ઉદાન. ના–(સં. ઉદ્યાન) કુંજ; વાડી.

ઉન્માદ. ના–(સં) ગર્વ. (વિશેષ મદ)

ઉપહાર. ના–(સં) ભેટ. (યજ્ઞમાં જોઇતી ચીજોની)

ઉભય. સ–(સં) બન્યો, બે જણાં.

ઉર્ધ્વ. વિ.–ઉંચુ.

ઉચ્ચૈઃશ્રવા. ના–(સં) સમુદ્ર મંથનમાંથી નીકળેલાં ચૌદ રત્નમાંનો ઘોડો. ૨. સૂર્યના રથનો ઘોડો.

ઉડણ. વિ. ઉડે તેવા.

ઉત્પત્યા. ક્રિ. ઉતપાત કરવાલાગ્યા–ઉછળી ઉઠયા.

ઊધરક્યો. ક્રિ. ઉછળ્યો, ખળભળ્યો.

ઉપંગ. ના. એક જાતનુ વાદ્ય.

એકાતીત. (એક+અતિત) અતિત એટલે છૂટો વિરકતથયેલો–સાધુ; એ ઉપરથી કદાશ સાધુમાં જે એક તે ઇશ્વર એવો અર્થ.

ઐરાવત. ના–(સં) સમુદ્રમંથન વખતે નીકળેલાં ચૌદ રત્ન માંહેલો હાથી. તેને ઇંદ્રનું વાહન અને આઠે દિગ્ગજનો સ્વામી ગણેછે, તે ધોળા રંગનો ને ચાર દાંતવાળો કહેવાય છે.

કક્ષાપટ. ના–(સં) બગલ.

કટાવ. ના–(કટિબંધ) કમરપટો; કંદોરો.

કડાઝુડ. ક્રિ. વિ. બાંધ્યા ક્રિયાપદનો ગુણ બતાવેછે, ખૂબ તાણીને એવો અર્થ.

કંદર્પ. ના (સં) કામ (કામદેવ).

કપોત. ના–(સં) ડોકે રંગની છાંટ હોય તે બગુતર; ઘોડાની જાત, કદાશ ડોકે રંગની છાંટ હોય તેવી.

કબંધ. ના–(સં) ધડ (માથા વિનાનું).

કભાય. ના–(કભા) પરણતી વખત–ફુલેકાં વખત પેહેરવાનું જામા સરખું કેડિયું—અંગરખું.

કલંકી. ના–(સં.કલ્કિ) લીલો ઘોડો.

કવચ. ના–(સં) બખતર

કાકુસ્ત. ના–(સં) સૂર્યવંશના મૂળ પુરૂષ ઇક્ષ્વાકુ તેનો પૌત્ર કકુત્સ્થ તેના વંશજ કાકુત્સ્થ કહેવાય, અહીં તે લક્ષ્મણને લગાડયુંછે.

કાતી. ના–(સં) પાળી—છરા જેવું હથિયાર.

કાલક. ના–કાળાશ.

કાળનીમી. ના–(સં. કાળનેમી) એક રાક્ષસ, હનુમાન ઔાષધી લેવા ગયા સાંભળીને રાવણે જેને રસ્તામાં અડચણ કરવા મોકલ્યો હતો તે.

કિન્નર. ના–( સં ) એક જાત ( ગાંધર્વ શબ્દ જુઓ ) સ્વર્ગના ગાંધર્વને કિન્નર કહે છે.

કિષ્કિંધા. ના–(સં) દક્ષિણમાં એક નગરી અને સુગ્રીવ ને વાલીની રાજ્યધાની.

કુંજર. ના–(સં) હાથી.

કુતોહલ–(સં. કુતૂહલ) ના–સોરબકોર; કળાહોર.

કુબેર. ના–(સં) પુલસ્ત્ય પુત્ર વિશ્રવા રૂષિનો છોકરો. તે સઘળા યક્ષનો અધિપતિ અને સર્વ દેવનો ધનાધ્યક્ષ, તે રાવણનો ઓરમાઇ થાય, તેને રાવણે લંકામાંથી કાઢી મૂકયો, ત્યારે હિમાલયના કૈલાસ શિખર

પર અલકાનગરી વસાવી ત્યાં રહેવા લાગ્યો.

કુંભકર્ણ. ના–(સં) રાવણનો ભાઈ તેને ઇંદ્રાસન માગતાં નિદ્રાસન બોલી જવાથી ઉંઘનો વર મળ્યો હતો, તેથી તે અઘોરીની પેઠે ઉંઘતો, શરીરે મહા બળવાન હતો.

કુંભ. ના–(સં) કુંભકર્ણને વ્રત્રજ્વાળાથી થયેલા બે પુત્ર કુંભ અને નિકુંભ, યુદ્ધમાં સુગ્રીવે કુંભને અને હનુમાને નિકુંભને માર્યો.

કુમુદની. (કુમુદિની) ના–કુમુદ ફૂલનો વેલો; દાંડી સાથેનું ફૂલ; કમળની એક જાત ( પોયણુ ).

કુમેદ. વિ. (ફા.) લાલરંગના.

કુસુમ. ના–(સં) પુષ્પ.

કૃતઘ્ની. કૃતઘ્ન. વિ. (સં) ઉપકારના બદલામાં અપકાર કરનાર.

કૃતૃમ. વિ. (સં) નવું બનાવેલું; કુદરતી નહિં તે.

કેશરી. કેસરી. ના-(સં) સિંહની એક જાતિ; કેશરના જેવા રંગનો; એક વાનર અંજનીનો પતિ ને હનુમાનનો પિતા. ૨. જાંબુવાનના નાનાભાઈનું નામ પણ કેસરી હતું.

કોડંડ. ના–(સં) ધનુષ્ય.

કોરંગ. ના–(સં. કુરંગ) હરણ જેવો ઘોડો.

ક્ષિણ વિ. ધા–(સં) નાશ પામેલું; ઘસાઈ—તવાઇ ગયેલું.

ક્ષિતિ. ના–સં) પૃથ્વિ.

ખગ. ના–(સં) પક્ષી.

ખટદર્શન. ના–જોગી; જંગમ; ફકીર; સન્યાસી; જૈન; બ્રાહ્મણ; એ છ. ૨. ખટ શાસ્ત્ર.

ખંધાર. ના–કંદહાર. (અફઘાનીસ્તાનમાં.)

ખાંડાં. ના–બે ધારની સીધી તરવાર.

ગજ. ના–(સં) હાથી.

ગજકપિ. ના–(સં) રામ સેનામાં એક વાનર અધિપતિ.

ગણ. ના–(સં) ટોળું; સમુદાય; દેવના નિકટ સેવકોનો જે વર્ગ તે.

ગંધમાદન. ના–(સં) રામ સેનાનો એક વાનર અધિપતિ; મેરૂની પશ્ચિમે એ નામે પર્વત છે તેનો વાસી.

ગંધમાદન. ના–( સં ) મેરૂની પશ્ચિમ ( આ તરફથી જોતાં ) દીશાએ આવેલો એક પર્વત.

ગંધર્વી. ના–(સં) ગાંધર્વ કન્યા

ગંધાર ના–( સં. ગાંધાર ) સિંધુ નદીની આશપાશના મુલકના ઘોડા; કોઈ કંદહારી પણ કહે છે.

ગરધવ. ના-(સં. ગર્દભ) ગધેડો.

ગવાક્ષ. ના-(સં) ગોકર્ણ પર્વતનો અધિપતિ. અને રામ સેનાનો વાનર.

ગાંધર્વ. ના–(સં) કેટલીક યોનિઓ અથવા જાતોછે તેમાંની એક જાતોનાં નામ. વિદ્યાધર; અપ્સર; યક્ષ; રાક્ષસ; ગાંધર્વ; કિન્નર; પિપાચ; ગુહ્ય-ક; અને સિદ્ધ.

ગિરિપતિ. ના–(સં) મહોટો પહાડ.

ગિરિવર. ના–(સં) મહોટો પહાડ.

ગુરજ. ના–લોઢાનો લાકડીને છેડે કાકરવાળો ગોળ ગુચ્છો હોયછે તેવું હથિયાર.

ગોકર્ણ પર્વત. ના–(સં) પર્વતનું નામ એનું સ્થળ સમજાતું નથી, હિમાળય પર્વત ઉપર એક તિર્થ; નિપધ પર્વત પર તપોવન; દંડકા રણમાં ક્ષેત્ર જ્યાં કુંભકર્ણે તપ કર્યું હતું.

ગ્રસ્યો. ક્રિ–(સં. ગ્રસ્) મોઢેથી પકડવું; પકડવું.

ઘરૂણી. ના–સ્ત્રી.

ઘાણ. ના–છુંદો નાખવું તે; સંહાર.

ઘુંઘટ. ના–અહીં માથું એવો અર્થ.

ઘોર. વિ. (સં) બિહામણો.

ચક્ર. ના–(સં) પૈડું અથવા પૈડાના આકારની અને પૈડાની પેઠે ગોળ ફરતી કોઇ પણ ચીજ.

ચક્રવર્તી. વિ. ના–(સં) સાર્વ ભૌમ્ય; સૌથી મોટો,

ચક્રવદન. ના–(સં) એક રાક્ષસ.

ચંદ્રકેતુ. ના–(સં) એક રાક્ષસ (લક્ષ્મણના પૂત્રનું, અભિમન્યુને મારનારનું અને હંસધ્વજના ભાઇનું પણ એ નામ હતું.)

ચંદ્રાવળી. વિ. ના-ઘોડાની જાત.

ચર્મ. ના–(સં) ચામડાં.

ચાપ. ના–(સં) ધનુષ્ય, કામઠું.

ચિત્રલંકા. સં. ના–ચીતાના (વાઘ) જેવો વળોકછે જેનો.

ચુઆ. ના–(સં) સુગંધોવાળું ધુપેલ.

જક્ષ. યક્ષ. ના–(સં) દેવ યોનીથી ઉત્પન્ન થયેલા.

જન્મેજય. ના–(સં) પરીક્ષિત્‌નો દિકરો.
જાજ્વલ–(જાજ્વલ્યમાન) પ્રકાશતું; પ્રતાપી.
જાનકી. ના–(સં) જનક રાજાની દિકરી; સીતા.
જાંબુવાન. ના–(સં) બ્રહ્મદેવથી જાંભયી સ્ત્રીને પેટે થયેલો પરાક્રમી રીંછઅધિપતિ.
જીવરખી. ના–જીવનું રક્ષણ કરનારી (બંડી કે કવચ).
જુદ્ધકાંડ–યુદ્ધકાંડ. ના–(સં) રામાયણનો એક કાંડ (સ્કંધ) એટલે ભાગ.
જેર. વિ. (ફા.) તાબે થવું.
જોજન. યોજન. ના–(સં) ચારકોશ—ગાઉ જેટલું અંતર.
ઝાલરી. ના–નાની વગાડવાની ઝાલર—ઘડિયાળ.
ઝુંઝાર. ઝુઝાર. ના–લડવૈયો, જોદ્ધો.
ઝોકી. ઝોકવું–ક્રિ. ઝંપલાઇ; ધસી.
ટાટર. ના–ઘણું કરીને બોચી વગરે ઢંકાય એવો ધાતુનો ટોપ.
ટોપ. ના–ટોપી (ધાતુની.)
તક્ષક. ના–(સં) કદ્રુપુત્ર એક નાગ, છવીશ કુળના નાગ પૈકી એક કુળનો તે અધિપતિ હતો, એક કુળનાં જે પેટા કુળ હતાં તેમાંનાં અરાઢને જન્મેજયે બાળી નાખ્યાં. તક્ષકને આસ્તિક રૂષિયે બચાવ્યો.
તરલ. વિ. (સં) ચળકતા—ચંચળ.
તરિયા તોરણ. વિ. ત્રણ પ્રકારનાં તોરણ. આસોપાલવ–આંબાના પાતરાનું, નાળિયેરીનું ને એક કપડાનું બનાવેલું શોભાને માટે.
તરૂવર. તરવર. ના–(સં) મ્હોટું ઝાડ.
તારકપિ. ના–(સં) રામ સેનામાં એ નામના બે મ્હોટા વાનર હતા, એક સુગ્રીવનો સસરો થાય.
તિમિર. ના–(સં) અંધારૂં.
તિલ. ના–(સં) તલ.
તુરંગ. તરંગ. ના–(સં) ઘોડો.
તુરી. ના–ઘોડો.
તેજી. વિ. તેજાળ; પાણીદાર.
તોમર. ના–(સં) એક હથિયાર.
ત્રઠ. ના–(સં) કાંઠો.
ત્ર્યંબક. ના–(સં) ધનુષ્ય.
ત્રિકૂટાચળ. ના.–એક પર્વત.

ત્રિગુણાતીત. વિ. ત્રણ ગુણ રજ, તમ, સત્વથી અળગા.

ત્રિજટા. ના– સં) લંકાની એક વૃદ્ધ રાક્ષસી જેને અશોક વાડીમાં સીતાના ર-
 ક્ષણાર્થે બીજી રાક્ષસિયોની ઉપરી તરીકે નીમી હતી.

ત્રિભુવન. ના–(સં) ત્રણભુવન. સ્વર્ગ; મૃત્યુ; ને પાતાળ.

ત્રિશિરા–વિ. ના. ત્રણ માથાવાળો.

ત્રેલિયાં. ના–તરીલાં. ગાડાને એક કરતાં વધારે જોડ જોડે છે ત્યારે આગ-
 લી જોડોને જેમા જોડેછે તે.

દક્ષીણાંગે.–(દક્ષિણ અંગે) ના–જમણી તરફ.

દધિમુખ. ના–(સં) એક વાનર, જે વાળીના મધુ વનનો રક્ષક હતો.

દશગ્રીવ. ના–(સં) રાવણને દશ માથાં હતાં તેથી તેને દશગ્રીવા એટલે કંઠ
 હોય, એ ઉપરથી તેને દશગ્રીવ; દશ કંઠ; દશાનન; (દશ માથાં વા-
 ળો કહેતા.

દશાવંત. ઉંચી સ્થિતીના–ભાગ્યવાન.

દહ્યા–દહવું. ક્રિ. બાળવું.

દાનવી. ના–(સં) કશ્યપની સ્ત્રિ દનું તેને સો પુત્ર હતા તે દાનવ કહેવાતા,
 દાનવની કન્યા તે દાનવી.

દિગજ–દિગ્ગજ. ના–(સં) અકેકી દિશાનો જે પુરાણ પ્રસિદ્ધ હાથી તે–એ
 આઠ છે. ઐરાવત, પુણ્ડરીક, વામન, કમુદ, અંજન, પુષ્પદંત, સા-
 ર્વભૌમ, ને સુપ્રતીક.

દિગપાળ–દિક્પાળ. ના–(સં) દિશાનો દેવ.

દિક્ષિત્–દીક્ષિત. વિ–ધા– (સં) દીક્ષા લાધેલો એવો.

દીનકર–દિનકર. ના–(સં) સુર્ય.

દીર્ઘ. વિ–(સં) લાંબુ

દીવીદાર. ના. દીવાબતી કરનાર, મશાલચી.

દુગદુગી. ના. એક જાતનું ઘરેણું.

દુદામા. ના. લઢાઇની સ્વારીમાં સહુથી આગળ જે નોબત-નગારૂં તે.

દુર્મતિ. (સં) ખરાબ મતિવાળો.

દુશ. વિ–ના. એક રાક્ષસ.

દેવાંતક. ના–(સં) રાવણનો પુત્ર, જેને હનુમાને માર્યો.

દોહવટ. ના. દશ વાટે–રસ્તે. (બારવાટ કહેવાય છે)

દોહિત્ર. ના–(સં) દિકરીનો દિકરો.

દ્રુમ. ના–(સં) ઝાડ.

દ્રોણાચળ. ના–(સં) પર્વતનું નામ, એક હિંદુસ્તાનમાં અને એજ નામનો બીજો ક્ષીર સમુદ્રને કાંઠે.

દ્દંદ. દ્ધંદ્ધ–વિ. (સં) બેનું જોડું હોય તેવું; જુગલ.

દ્વિજ. ના–(સં) બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય એમને જનોઇની ક્રિયા કરાવે છે તે, હાલ એ ક્રિયા સ્ત્રીઓને થતી નથી.

ધનવંતરી. ધન્વંતરિ. ના–(સં) સમુદ્ર મંથનમાંથી ચૌદરત્ન નીકળ્યાં તેમાંનું એક; વૈદકશાસ્ત્રનો મૂળ પુરૂષ.

ધુમ્રલોચન. ના–(સં) એક રાક્ષસ, શુંભ નિશુંભના પ્રધાનનું નામ પણ એ હતું.

નંદી. ના–(સં) શિવનો પોઠિયો.

નફેરી. ના–એક જાતનું વાજું.

નરાંતક. ના–(સં) રાવણનો પુત્ર જેને અંગદે માર્યો.

નલ. ના–(સં) રામની સેનામાં એક યોદ્ધા; જેણે સમુદ્ર ઉપર પાળ બાંધી એવી કથાછે. કોઇ માતંગ રૂષિના ધોવાના પથ્થર પાણીમાં નાખી દેતો અને તેને શાપ લાગતો નહિં, તેથી રૂષિયે ચીડાઇને કહ્યું કે તું જે પથ્થર નાખીશ તે તરશે.

નવગ્રહ. ના–(સં) રવિ; ચંદ્ર; મંગળ; બુદ્ધ; ગુરૂ; શુક્ર; શનિ; રાહુ ને કેતુ.

નવભક્તિ. નવધાભક્તિ. ના.– ભક્તિ નવ પ્રકારનીછે તેનાં નામ, શ્રવણ; કીર્તન; સ્મર્ણ; પાદસેવન; અર્ચન; વંદન; દાસ્ય; પ્રેમ અને આત્મનિવેદન.

નવમણિ. ના–કુંડળનું વિશેષણિક. નવ પ્રકારનાં રત્ન, હીરો; માણક; મોતી; પાનું; પોખરાજ; ગોમેદ; લશણિયો; પરવાળું ને નીલમ.

નાગપાશ. ના–(સં) નાગ જેવી રીતે પોતાના શરીરનું ગુંછળું વાળે છે, તેવે આકારે સેનની જે રચના તે, જેથી શત્રુનું સેન ફાંસામાં આવી જાય.

નારદ. ના–(સં) સ્વાયંભુવ મન્વંતરમાં બ્રહ્માયે દશ માનસ પુત્ર ઉત્પન્ન કર્યા તેમાંનો એક શાપે કરીને રૂષિ કુળમાં ઉત્પન્ન થયો તે. વળી કસ્યપ રૂષિથી થયેલા સોળ દેવ ગાંધર્વમાંનો એક, જ્યાં ત્યાં વઢવાડ કરાવનાર, તે સંગીત શાસ્ત્રમાં કુશળ ગણાયછે.

નિકુંભના. નિકુંભલા. ના–(સં) લંકાની પશ્ચિમે એક સ્થળ, અને ત્યાં આગળની દેવી, જે ઇંદ્રજીત ઉપર પ્રસન્ન હતી.

નિકુંભ. ના–(સં) કુંભ શબ્દ જુઓ.

નિધન. ના–(સં) આખર; નાશ.

નિપાત. ના-(સં) લાંબા થઇને પડવું તે; નાશ થવો તે.
નિપાવે. ક્રિ. નિપજાવે.
નિર્ઝર. (સં) ઘોષ; અહીં વાચક—વચનની વૃષ્ટિ, સામટાં વાક બાણ એવો અર્થ.
નીલ. ના-(સં) વિશ્વકર્માથી થયેલો જેણે સમુદ્ર ઉપર પાળ બાંધી તે. રામ સેનામાં, એક મ્હોટો યોદ્ધા.
નેજાં. ના-નીશાન.
પંગ પંગ-ઉપંગ નામના વાજાનો અવાજ.
પંચવટી. ના-(સં) ગોદાવરીની ઉત્તરે દંડકારણ્યમાં એક સ્થળ.
પંચાળ. ના-(સં) ઇંદ્રપ્રસ્થની પૂર્વે તથા પશ્ચિમના મુલકનું અસલ નામ; ત્યાંના ઘોડા. પરંતુ હાલ કાઠિયાવાડી ચોટીલાની આસપાસનો પ્રદેશ તથા ત્યાંના ઘોડા પાંચાળ કહેવાય છે.
પટકૂલ. ના-(સં) લૂગડાં.
પણુછ. પનસ. ના-(સં) એ નામના બે વાનર.
પતન. ના-(સં) પડવું તે.
પતાકા. ના-વાવટા, ધજાથી જુદા આકારના.
પતિત. વિ. (સં) નીતિભ્રષ્ટ; પાપી.
પદ્મ. ના-(સં) સો કરોડ અથવા અબ્જ.
પનગ.-પન્નગ. લક્ષ્મણનું નામ, શેષનાગનો અવતાર હોવાથી.
પનંગા. ના-ઘોડાની જાત. પન્નગ એટલે સાપ તે ઉપરથી સાપ જેવા ઉતાવળા, ઝેરી તે.
પરજન્ય. ના-(સં) વરસાદ.
પરમાર્થ. ના-(સં) જન-લોકનું હિત કરવું તે ( સ્વાર્થનું ઉલટું).
પરવણી. પર્વણી. ના-(સં) પર્વ, અહીંયાં અમાસ પુન્યમ સમજવું.
પરશુરામ. ના-(સં) જમદગ્નિનો પુત્ર, ક્ષત્રીઓનો સંહાર કરનાર, વિષ્ણુનો અવતાર ગણાયછે.
પરસ્વેદ. પ્રસ્વેદ. ના-(સં) પરસેવો, ઘામ.
પરિઘ. ના-(સં) ગુરજ જેવું હથિયાર (ગુરજ જુઓ).
પરિધાન. ના-(સં) પહેરવું.
પરીશોધ. ના-ચોતરફથી તજવીજ કરવી.
પરીક્ષિત્. ના-રાજા જન્મેજયનો પિતા.
પાખર-(સં. પ્રક્ષર) ના-ઘોડા હાથીની ઉપર નાખવાનું લોઢાનું બખતર.

પાટોધર, ના–(સં)-પાટવી.
પાઠી. વિ-જેણે પાઠ મોંઢે રાખેલા હોય તે.
પાણી. પાણિ· ના–(સં)-હાથ.
પાવક. ના–(સં)–દેવતા, અગ્નિ.
પિંગળાક્ષ. ના-(સં)-શિવના રૂદ્ર ગણુમાંનો એક.
પિડાલા, વિ–ના-પિડક.
પિરોઝા-(ફા)–આશમાની રંગના.
પુરાણ. ના–(સં)-પુરાણ અરાઢ છે. તેનાં નામ, શ્રીમદ્‌ભાગવત; મત્સ્ય; ભવિષ્યોત્તર; બ્રહ્મ; પદ્મ; વિષ્ણુ; શિવ; ગરૂડ; નારદ; અગ્નિ; સ્કંદ; ભવિષ્ય; બ્રહ્મવૈવર્ત; માર્કંડેય; વામન; વરાહ; કુર્મ અને બ્રહ્માંડ પુરાણ.
પુષ્પક-ના=(સં]-કુબેરના વિમાનનું નામ.
પુર્ણાહુતિ. ના–(સં) યજ્ઞ-હોમનું કર્મ જે દિવસે સંપૂર્ણ થવાનું હોય તે દિવસે મ્હોટું બલિદાન આપવાનું તે.
પોળ. ના–દરવાજાના અર્થમાં.
પ્રચંડ. વિ– ભયંકર; મહાઉત્પાત.
પ્રતાપ ના–(સં)-ઊંચી પદ્વી–સત્તાનું જે તેજ તે; કીર્તિ.
પ્રતિબોધ ના–(સં)-સલાહ
પ્રથુક–(સં પૃથુ ) ના- એક વાનર.
પ્રઘસ્ય-ના–એક રાક્ષસ
પ્રલે, પ્રલય. ના–(સં)- પૃથ્વી ઉપર પાણી ફરી વળવું તે; સૃષ્ટિનો નાશ.
પ્રશંસા–ના (સં) સ્તુતિ; વખાણ.
પ્રસૂતા--ના (સં) જેણે જણ્યું હોય તે સ્ત્રી; જે જણતી હોય તે સ્ત્રી.
પ્રહસ્ત–ના (સં) સુમાલિ રાક્ષસનો પુત્ર રાવણનો મામો ને મુખ્ય પ્રધાન.
પ્રાગયોતિક–પ્રાગજ્યોતિષ--ના. (સં) શાકલ દેશની ઉત્તરનો દેશ.
ફાલુ–ના. ધરડું દાંત પડેલા એવું કોલું--શિયાળવું. કોઈ કહે છે કે એ જાનવર કોલું નથી પણ જુદું છે ને તે જ્યાં વાઘ હોય છે, ત્યાંજ રહે છે, ને વાઘના મોઢામાંનું ખાય છે.
બંકા વિ- વાંકા–(વક્ર ઉપરથી)
બત્રીશલખણો-બત્રીશલક્ષણો, વિ-ના. બતરીશ લક્ષણ જેનામાંછે તે; ચતુર.
બદ્રિફળ--(સં· બદરિફળ) ના. બોર.
બલિરાજા ના– (સં) બાણાસુરનો બાપ, જેને ઇશ્વરે વામન રૂપ ધરીને

પાતાળમાં ચાંપી ઘાલ્યો હતો, તે પાતાળનો રાજાવાચકહેછે.
બાધી –ક્રિ. થઈ, બંધ બેઠી.
બાર મેઘ–ના. બાર જાતના વરસાદ (ઘણું કરીને બાર સૂર્યને સંબંધે હશે ). મેઘના બે પ્રકાર સામાન્ય મેઘ અને પ્રલય મેઘ. વળી તેના સાત સંખ્યા પણ ગણીછે, જેવી કે સંવર્ત; ભીમનાદ; દ્રોણ; ચંડ; બલાહક; વિદ્યુતપાતક; અને શોણ.
બાંહ્ય. ના–[સં.બાહુ] ભુજા; હાથ.
બાહુક. ના–વરવો–વિચિત્ર–બિહામણો પુરૂપ.
બિડાલા. વિ–ના– બિલાડી જેવા.
બીલ. ના–દર (ઊંદર સસલા વગેરેનું). સાપનો રાફડો
બૃહસ્પતિ ના–(સં) સ્વાયંભુવ મન્વંતરમાં અંગિરા રૂપિનો પુત્ર; દેવનો ગુરૂ; સ્વારોચિષ મન્વંતરમાં સપ્ત રૂપિમાંનો એક.
બ્રહ્મકોપ વિ–ના. એક રાક્ષસ.
ભજ્યુ. ક્રિ–(સં. ભજ્) થયું; બન્યું એવો અર્થ.
ભદ્રજાતિ. વિ–(સં) કલ્યાણકારી.
ભવસિંધુ. ના–(સં)સંસાર રૂપી સમુદ્ર.
ભાથી. ના–શૂરવીર. ભાથો (તીરનો) જેને અંગેછે તે.
ભારથી–ભારતી. ના–(સં)–વાણી; સરસ્વતિ.
ભારદ્વાજ. ના–(સં) એક બ્રહ્મરૂપિ; ઘણું કરીને મન્વંતરનો બારમો વ્યાસ.
ભીડમાળ. ના–ફાંસો—હથિયાર.
ભૂતળ. ના–(સં) પૃથ્વીની સપાટી.
ભૂર. ના–(સં) જોરાવર, રક્ષણ પામેલો·
ભ્રકુટી. ના–(સં) ભવાં.
મકરકેતુ. ના–(સં)એક રાક્ષસ. (મગર ઉપરથી).
મકરાક્ષ. ના–(સં) ખર રાક્ષસનો પુત્ર, જેને રામે માર્યો હતો.
મખિયારડા–ના–ઘોડાને કપાળે તોરણજેવું શોભાને માટે બાંધે છે તે.
મગધ–ના–(સં) સુહ્મ અને પ્રસુહ્મ દેશની પૂર્વનો દેશ. તેની રાજધાની ગિરિવૃજ. તેની મર્યાદા વૈહાર, વરાહ, વૃશભ, રૂપિગિરિ અને ચૈત્રાક એ પાંચ પર્વતોથી થાય છે. એમાં સૂરસેન, ( દશરથનો સસરો ) જરાસંધ. ( મહાભારતવાળો ) ચંદ્રગુપ્ત, અશોક, વગેરે પ્રખ્યાત રાજા થએલા છે, એ બાહાર અને બંગાળાના કંઈ પ્રદેશ મળીને થએલો હશે.
મણિભદ્ર–ના–(સં) શિવ ગણ.

મંત્રી–ના–(સં) કારભારી.

મદનભેર– મદન એટલે કામ, કામ ઉત્પન્ન થાય એવું વાજું, ભેર એ મોટી શર્ણાઈ જેવું. કર્ણાટ.

મદિરા–ના–(સં) દારૂ.

મયદાનવ–મયાસુર–ના (સં) મંદોદરીનો પિતા એટલે રાવણનો સસરો.

મયંદ. ના–(સં) એક વાનર.

મદ્ર. ના–પ્રાચીન આનર્ત દેશની પશ્ચિમનો મુલક.

મરીચી. ના–(સં) રાવણના કહેવાથી એણે મૃગનું રૂપ ધારણ કર્યું હતું; તે મૃગને રામે માર્યો.

મહાપાર્શ્વ. ના–(સં) રાવણનો ઓરમાઇ ભાઈ અને તેનો એક સાથી અથવા મંત્રી.

મહાબળ. ના–(સં) એક રાક્ષસ.( મહાબળીવાન).દનુપુત્ર એક દાનવનું પણ નામ.

મહારૂદ્ર. ના–(સં) શિવ, અગિઆર રૂદ્ર એટલે ભૂત રાક્ષસના અધિપતિ ગણાય છે; રૂદ્ર અને શિવ એક નથી? તથાપિ ઘણીવાર રૂદ્ર મહારૂદ્ર એ નામ શિવને અપાય છે.

મહાભાગ. વિ. મોટો ભાગ્યશાળી.

મહિલા. ના-(સં) રાજાની સ્ત્રી. સ્ત્રી

મહીષામુખા. ના–(સં) ભેંશના જેવું મૂખ છે જેનું એવા ઘોડા.

મહીષ. ના–(સં) પાડો.

મહોદર. ના–(સં) પ્રહસ્તનો ભાઇ.

માતુલ.. ના–(સં) મામો.

માતુલી–માતલી. ના–(સં) ઇંદ્રનો સારથી.

માતંગ. ના–(સં) હાથી.

માયાવી. વિ. મયદાનવનુંનામ મય અથવા મયાસુર હતું. તે ઉપરથી વિશેષણ ઘોડાને લાગેછે, અથવા મય શબ્દ ઉપરથી વિશેષણાંક શબ્દ થયો હોય, કે મય દાનવના પુત્રનું નામ માયાવી હતું, તેના તાબાના ઘોડા એમ પણ અર્થ સંભવે.

માર્તંડ. ના–(સં) સૂર્ય.

માલી. ના–(સં) સુકેશ રાક્ષસને દેવવતીથી થએલા માલ્યવાન, સુમાલી, અને માલી એ ત્રણ પુત્રમાંનો કનિષ્ટ.

મીટ. ના–(સં) નજર.

મુક્તામાલ. ના–(સં) મોતીની માળા.

મુગદળ. ના-(સં) મગદળિયા.
મુહૂર્ત. ના-(સં) બે ઘડીનો સમય, લગ્ન વગેરેનો શુભ વખત.
મૂશળ. ના-(સં) મુસળું. સાંબેલું.
મેઘાડંબર.ના-(સં) છત્રીવાળી અંબાડી.
મેઢા. (મેષ ના-સં) ઘેટા.
મેદ. ના-(સં) ચરબી, હાડકાંની અંદર જે ઘી સરખો પદાર્થ હોય છે તે.
મેરૂ. ના-(સં) સાત મહાદ્વિપ અને સપ્ત સમુદ્ર તેમજ ઇલાવૃતની મધ્યો મધ્ય જે સોનાનો પર્વત છે તે; તેની ઉંચાઈ ચોરાશી હજાર યોજન. તેને માથે ધ્રુવમંડળ છે, અને સૂર્ય ચંદ્રાદિક મંડળ તેની આશપાશ ફરેછે.
મૈથિલિ ના-(સં) સિતા. મિથિલામાં જન્મેલી અથવા મિથિલાના રાજા મૈથિલ તેની પુત્રી.
મહોલો. ના.-મજરો.
મોળિયાં. ના. માથે બાંધવાના ફેંટા.
યજ્ઞકોપ. ના-(સં) રાવણના પક્ષમાંનો રાક્ષસ જેને રામે માર્યો હતો.
યુગ્મ. ના-(સં) સાથે જે બે તે.
યુપાક્ષ. ના-(સં) રાવણ સેનાનો એક રાક્ષસ જેને હનુમાને માર્યો હતો.
યૌવન. ના-(સં) જુવાની.
રક્તવર્ણ-વિ. ના-(સં) લાલ રંગનો.
રણજજ્ઞ-રણયજ્ઞ. ના-(સં) રાવણ સાથેના યુદ્ધને યજ્ઞની ઉપમા આપી એ નામ કવિએ પાડયું છે.
રણતુર. ના-(સં. રણતૂર્ય) લડાઈનું વાજું.
રણસ્થંભ. ના-(સં. રણસ્તંભ) લડનારાં એવાં જે બે સેન તેની વચમાં ઉભો કરેલો જે થાંભલો તે.
રિપુ. ના-(સં) શત્રુ.
રિપુમર્દન. ના-(સં) રિપુ એટલે શત્રુને રોળીને મારનાર; એક નામ.
રિષ્ટ. ના-(સં) માઠું.
રૂક્ષભ. ના-(સં.ત્રક્ષભ) એકવાનર (ત્રમ્ક્ષભ પર્વતનો ઊપરી હોય).
રૂદ્ર. ના-(સં) અગિયાર રૂદ્ર અથવા દેવછે, વાયુ અથવા વાયુના; તોફાનના દેવને તેમજ શિવને રૂદ્ર કહેછે.
રેણુ. ના-(સં) ધૂળ; રજ.
લચમકે. લચમકવું. ક્રિ. ભારથી વાંકુ વળવું-મરડાવું. અહીં ઝુમી રહેવું એવો અર્થ.

લઘુ લાઘવા. ના-કરામત. બારીક તદબીર. વિશેષે કરીને નાના મોટા થઇ જવાની યુક્તિ.

લંબગ્રીવા. વિ. ના-(લંબગ્રીવ-ગ્રીવા) લાંબી ગરદન વાળા.

વકરાક્ષસ. ના-(સં) એક રાક્ષસ.

વકારે. વકારવું. ક્રિ. અ. ઉસ્કેરવું; વકરે તેમ કરવું.

વજ્ર. ના-(સં) ઇંદ્રનું આયુદ્ધ-એ ઘણું કઠણ ને ધાર વાળુંછે.

વજ્રનાભી. વિ. ના-એક રાક્ષસ (કિષ્કિંધાનાં પાશ્ચિમે વજ્ર નામે પર્વત હતો ત્યાંનો અધિપતિ હોય).

વપુ. ના-(સં) શરીર; કાયા.

વરૂણ. ના-(સં) પાણીનો દેવ; પશ્ચિમ દિક્પાળ.

વરૂણપાશ. ના-(સં) વરૂણથી મળેલો પાશ એટલે શત્રુને બાધ કરવાની જાળ-ફાંસો.

વાજી. ના-(સં). ઘોડો.

વાયણ વિ. પવન વેગી.

વાયસ. ના-(સં). કાગડો.

વારૂણી ના-(સં). દારૂ.

વાલી. ના-(સં). કિષ્કિંધાનો રાજા, રૂક્ષરાજાનો પુત્ર, અંગદનો પિતા, જેને રામચંદ્રે હણ્યો હતો; રાવણને બગલમાં ઘાલી પૃથ્વી પ્રદીક્ષિણા કરેલી એવો તે બળવાન હતો.

વાસવી. ના-(સં). વાસવી એ નામની સાંગ; રાવણને એના સસરા મયાસુરે કન્યાદાનમાં આપી હતી.

વિકટાક્ષ. ના-(સં), એક રાક્ષસ (ભયંકર જેની આંખ્યોછે.)

વિગ્રે. ના-(સં. વ્યગ્ર ઉપરથી) ગભરાએલો.

વિત્ત. ના-(સં). કૌવત.

વિદ્યુન્માલો. વિ. ના. લંકાનો એક રાક્ષસ.

વિધિ. ના-(સં). બ્રહ્મા.

વિનત. ના-(સં). એને કિષ્કિંધાનો અધિપતિ ગણ્યો છે તે સંભવતું નથી. કદાશ ત્યાંનો કોઇ અમીર ઉમરાવ કે ઠાકોર હોય અથવા કિષ્કિંધા નામનો પર્વતછે, ત્યાંનો તે અધિપતિ હોય.

વિભીષણ. ના-(સં). રાવણનો ભાઇ; રામના પક્ષમાં હતો.

વિમળ. વિ. (સં) નિર્મળ.

વિરૂપાક્ષ. ના-(સં). જૂદા જૂદા ત્રણ રાક્ષસનાં નામ હતાં. સુમાળી રાક્ષસનો પ્રધાન જેને સુગ્રીવે માર્યો; લક્ષ્મણે જેને યુદ્ધમાં માર્યો તે; અશોક વાડીનો નાશ થતી વખત જે પાંચ સેનાપતિ રાવણે મોકલ્યા હતા અને હનુમાને માર્યા હતા તેમાંનો એક.

વિશ્વકર્મા. ના. (સં). વૈવસ્વત મન્વંતરમાંના પ્રભાસનો પુત્ર અને દેવ લોકનો શિલ્પી. સ્વાયંભુવ મન્વંતરમાં એ નામનો એક પ્રજાપતિ પણ હતો.

વિષ્ટી. ના-(સં). સલાહનું કહેણ.

વિસરજન. વિસર્જન. ના-(સં). જવાદેવું; (દેવનું આવાહન ને વિસર્જન કરેછે તે).

વેદી. ના-(સં), ચોરી.

વેલી. (સં. વલ્લિ) ના-વેલો.

વૈતાળ. ના-(સં). ભૂતની જાતિ ઉપરથી.

વ્રંદ-વૃંદ ના-(સં. જથો; ટોળું.

શક્ત. વિ-(સં). જે એકાદું કામ કરી શકે તે. જેનામાં શક્તિ હોય તે.

શતકોટિ. વિ-(સં). સો કરોડ.

શતબળ. ના-(સં). એક વાનર અધિપતિ.

શબ. (સં. શવ) ના. મડદું.

શર્વો. ના- અગ્નિમાં ઘી હોમવાનું હથિયાર.

શિરોમણિ. ના-(સં). સહુને માથે શ્રેષ્ટ એવી.

શુક. ના-(સં). રાવણનો એક મંત્રી; એક બીજા રાક્ષસનું પણ એ નામ હતું.

શૂળ. ના-(સં). છેડેથી વાળેલું હથિયાર.

શુળપાણ ના-(સં). હાથમાં શૂળ છે જેના.

શૃંગ. ના-(સં). શિખર.

શૃંગાર. ના-(સં). આભૂષણ; કપડાં.

શૃંગી. ના=(સં). શિંગડાં જેવું (રણશિંગુ ?) વાદ્ય.

શેષ. ના-(સં) એ નામનો નાગ, જેણે પોતાની ફેણ ઉપર પૃથ્વી ધારણ કરી છે એમ કહેવાય છે.

શ્રીકાર ના-(સં). શોભાયમાન; સુખકારક.

શ્રીફળ ના-(સં). (શિરાઃફળ. શુભ સૂચક) નાળિયેર.

શ્રીરંગ. ના-(સં). વિષ્ણું.

શ્વેતાચળ. ના-(સં). હિમાલયના એક શિખરનું નામ. વળી રમ્યક અને હિરણ્યમય પ્રદેશમાંહેલો મહા પર્વત જે પૂર્વ પશ્ચિમ સમુદ્રને અડેલો છે.

શ્રોણિત. ના–(સં). લોહી.

સનક. ના–(સં). સર્વ મહર્ષિની પહેલાં બ્રહ્માએ ચાર માનસ પુત્ર ઉત્પન્ન કર્યા તેમાંનો એક, તે ઘણો ધર્મનિષ્ટ હતો.

સંપુટ. ના–(સં). જોડીને એક છતું અને એક ઊંધું એમ ઉપરા ઉપરી જે મૂકવું તે, એવો મૂળ અર્થ.

સપ્તદ્વીપ. ના–(સં). પૃથ્વી સાત ભાગમાં વહેંચાયલી છે તે દરેક ભાગને દ્વીપ અથવા મહાદ્વીપ કહેછે; તેનાં નામ, જંબુદ્વીપ; પ્લક્ષદ્વીપ; શાલ્મલિદ્વીપ; કુશદ્વીપ; ક્રૌંચદ્વીપ; શાકલ દ્વીપ; અને પુષ્કરદ્વીપ.

સપ્તપાતાળ. ના–(સં) પૃથ્વિની નીચે સાત પાતાળ છે; તેનાં નામ. અતળ વિતળ. સુતળ, તળાતળ, મહાતળ. રસાતળ. અને પાતાળ.

સપ્તરૂષિ. ના–(સં). દરેક મન્વંતરમાં ધર્મ ઉપદેશને માટે સાત રૂષિ હોય છે, ચાલુ એટલે વૈવસ્વત મન્વંતરમાં કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, અને ભારદ્વાજ એ સાત રૂષિ છે.

સપાખરા. ના–પાખરવાળા.

સમગ્ર. વિ–(સં). સઘળા.

સમારે–સમારવું. ક્રિ–બગાડેલું સુધારવું.

સરસ્વતિ. ના–(સં). બ્રહ્માની જ્ઞાનશક્તિ અને સ્ત્રી. એને સાવીત્રિ અને ગાયત્રી પણ કહે છે. વાણીની દેવિ સરસ્વતિને બ્રહ્માની પુત્રી પણ ગણેછે.

સર્વદમન. ના–(સં), એક રાક્ષસ. (સર્વને દમનાર એ અર્થ).

સરિતા. ના–(સં). નદી.

સલવસલા. ના–મૃત સજીવની ઔષધીનું નામ.

સવિતા. ના–(સં). સૂરજ.

સંસર્ગ ના– (સં). અડકાઅડકી. સ્પર્શ.

સહચરિ. ના–[સં]. સખી, દાસી.

સળકે.–સળકવું. ક્રિ. અ. આમ તેમ હાલવું.

સાંગ. ના–(સં). શક્તિ; તમામ લોઢાનું અણીદાર હથિયાર; બરછી.

સાયર. ના. સમુદ્ર.

સારણ. ના–(સં). રાવણનો એક મંત્રી. એક બીજા રાક્ષસનું પણ એ નામ હતું

સિંગલદ્વીપ–સિંહલદ્વીપ. ના–(સં) જંબુદ્વીપને સંબંધે આઠ ઉપદ્વીપ છે તેમાંનો એક, તે ભરતખંડની દક્ષિણે બે બેટ છે તેમાંનો પહેલો. બીજો ઉપદ્વીપ તે લંકા. એટલે લંકા અને સિંહલદ્વીપ એ બે એક ન

સમજવા. રાવણના વખતમાં ત્યાં ચંદ્રસેન રાજા રાજ કરતો હતો.

સુગ્રીવ ના-(સં). સૂર્યનો પુત્ર અને વાલીનો ભાઇ; એનો પક્ષ કરીને રામે વાલીને હણ્યો અને એને રાજ અપાવ્યું, તેથી એ રામચંદ્રનો પક્ષકાર થયો.

સુદર્શન. ના-(સં). એક વાનર,

સુનાભી. ના- (સં). લંકામાં સુનાભ નામે નાનો પર્વતછે ત્યાંનો રાક્ષસ.

સુભટ. ના-(સં). જોદ્ધો; લડવૈયો.

સુર. ના-(સં). દેવ.

સુલોચન. ના—(સં). એક રાક્ષસ. (સારી આંખવાળો; ધૃતરાષ્ટ્રના એક પુત્રનું નામ પણ હતું).

સુષેણ. ના-(સં). એક વાનર તારાનો પિતા. એ નામનો બીજો વાનર પણ હતો.

હનુમંત. ના-(સં). અંજનીને પેટે વાયુથી ઉત્પન્ન થએલો પુત્ર, તે રામનો ભક્ત અને પક્ષકાર હતો,

હંસ. ના-(સં) પ્રાણ, જૂદા જૂદા પ્રાણ વાયુ છે તેમાંનો એક.

હિરણ્યકશિપુ. ના-(સં) કશ્યપ રૂષિનો પુત્ર, એના પુત્રનું નામ પ્રલ્હાદ. હિરણ્યકશિપુએ ઘણાં વર્ષ તપ કરીને વર મેળવ્યો હતો કે ઘરમાં બાહાર દિવસે રાતે પુરૂષથી પશુથી હથિઆરથી જીવ જંતુ કે નિર્જીવ પદાર્થથી મરૂં નહિ; તેને વિષ્ણુએ નૃસિંહ અવતાર ધરી સંધ્યાકાળે ઉમરા ઉપર નખ વડે માર્યો.

હીસારા. અવાજ; હણહણાટ (ઘોડાનો) ગાયના અવાજને પ્રેમાનંદે હીસારવ એમ લખ્યું છે.

હુતદ્રવ્ય. ના-(સં) અગ્નિમાં હોમવાની વસ્તુઓ.

હુતાશન. ના-(સં) અગ્નિ. (હુત-હોમેલું તે).

હેલામાં. અ—જોતાં જોતાંમાં; ક્ષણમાં.

